# સગાળ શાહ.

કે

શાહ, શંગાવતી ને ચેલૈયાએ સાધુનાં કરેલી

પરૂણાગત.

---

રચનાર


મયારામ રેઘુરામ યાજ્ઞિક

તાલુકા સ્કૂલ માસ્તર બગસરા.


---


અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીં૦ એન્ડ

જન૦ એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં

**રણછોડલાલ ગંગારામે છાપી.**

સંવત ૧૯૬૧.　　　સને ૧૯૦૫.

**કીમત રૂ૦—૪—૬.**

# સગાળ શાહ.

કે

શાહ, શંગાવતી ને ચેલૈયાએ સાધુની કરેલી

પરૂણાગત.

---

રચનાર

મયારામ રઘુરામ યાજ્ઞિક.

તાલુકા સ્કૂલ માસ્તર બગસરા.

---

અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીં૦ એન્ડ

જન૦ એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૧.    સને ૧૮૮૫.

કીમત રૂ૦-૪-૬.

# અર્પણપત્રિકા.

**આજમ પરમાનંદદાસ હરજીવનદાસ પારેખ.**

**બગસરા થાણદાર સાહેબ.**

**દોહરો.**

કુળ દીપક કરૂણા નિધિ, દાના પરમાનંદ;
સ્વલ્પ ભેટ સ્વીકારશો, એથી ઉર આનંદ.

ચક્રબંધ ધનાક્ષરી.

૧

પ ર મ ધ ર મ ધ

ર

આપ નૌતમ પુસ્તકો નીકળવાને ને ઉત્કરતા ગ્રંથકારોને આશ્રય આપવાને ઉદાર દિલ રાખો છો; વળી સાહિત્ય અને સ્વધર્મ સેવા બજાવવાને પછાત રહેતા નથી; તેમજ આપનો ઊંડો પ્રેમ સદા મારા ઉપર રહેલો છે, એટલુંજ નહીં પણ આપની કારકીર્દીમાં ગામમાં રોનકદાર બાગ, ડીસ્પેન્સરી અને નિશાળનાં સુશોભિત મકાનો, શહેરના રસ્તાનો સુધારાવધારો, નદી કિનારે હવેલીમાં ધર્માદા ખાતાનો દવા મહેલ અને છેવટ સુધી ધન કરી કરાવેલી ઇંગ્લિશ વર્ગની સ્થાપના વગેરે અત્રે થયેલાં શુભકામ જોઇનેજ આપનું નેકનામ આ લઘુ પુસ્તક સાથે જોડું છું.

હું છું. આભારી.

સ્થળ. અગાસરા.

મયારામ રઘુરામ યાજ્ઞિક

તા. ૨૨-૫-૯૫ ગ્રંથ કર્તા.

# પ્રસ્તાવના.

સ્વભાવિક રૂપો કહી આપે છે કે ઇશ્વર શક્તિ અપાર છે. નાનાંથી મોટાં કોઇ પણ પ્રાણી તેની ચપળ નજર ચૂકવવાને શક્તિમાન નથી. આ અદ્ભૂત શક્તિને લીધે પાપીઓનો પ્રલય અને સત્ પુરૂષોનું શ્રેય કરવામાં એ અનુપમ, નિષ્પક્ષપાતી અને દયાળુ ન્યાયાધીશ જરા પણ ચૂક કરતો નથી; તેટલા વાસ્તે તેના કરૂ દૃષ્ટિના ભોગ થઇ પડીએ નહીં, પરંતુ કૃપાનેજ પાત્ર થઇએ એવી યોજનાઓ કરવી જોઇએ. કૃપાપાત્ર થવાનાં મુખ્ય સાધન દયા, દાન, નીતિ, અને ભક્તિ આદિ છે. સંસાર સાગરમાં નીતિ ભક્તિનો રસ્તો એટલો વિકટ છે કે તે મેળવવો બહુ દુર્લભ છે. આ રસ્તો પકડનારાઓને કોઇ કોઇ વખતે મોટાંમોટાં દુઃખો અચાનક આવી અડે છે. પણ પરિણામેતો **सत्यमेवजयति** હોયજ, પરંતુ ધીરજ ધારનારા વીરલાજ હોય છે.

યુધિષ્ઠરાદિ પાંડવો, હરિશ્ચંદ્ર, પ્રહ્લાદ, અને નળાદિ સત્‌પુરૂષો, તેમજ સીતા, દ્રોપદી, તારા, દમયંતી અને મીરાં આદિ સ્ત્રી રત્નોને સત્ય વૃત પાળતાં કેટલું શોશવું પડ્યું છે? પણ પરિણામે વિશ્વંભરે વિસારી મૂકાં નથી.

ઉપરનાં દૃષ્ટાંતોના સાથે સગાળશાહ, સ્ત્રી ચંગાવતી અને પુત્ર ચેલૈયાએ મળી સાધુનાં પરૂણાગત કર્યાનું દૃષ્ટાંત આપણા ગુજરાત પ્રાંતમાં મશહૂર છે. આ કપોળ જ્ઞાતિના શાહ સંવત ૭૨૫ માં શિયાળ બેટમાં હતા, એટલું કપોળહિત વર્ધક અને સોરઠીઆ શુભેચ્છક નામના ચોપાનિઆ ઉપરથી જણાય છે. તેમનાં મકાનોનાં ખંડેર જાફરાબાદ પાસેના શિયાળ બેટમાં અને

બીજાપરથી પશ્ચિમે જરા નજદીકમાં હાલ પણ જોવામાં આવે છે. આમાંથી કયું સ્થળ સાચું તે નક્કી કરવાનું સાધન મને મળેલું નથી, પણ તે બંને મકાનોને માટે એકજ સરખી દંતકથાઓ ચાલે છે. અદ્યાપિ લગી એ બંને સ્થળે પથ્થરના ખાંડણીઆ અને લાકડાનાં સાંબેલાં ત્યાં જનાર લોકોના જાણવામાં આવે છે. આ સ્થળો હું નજરે જોઇ શક્યો નથી પણ સારાં માણસોના કહેવાથી ખાતરી કરી છે. સગાળશાહ સંબંધી કદાપિ સંસ્કૃતમાં પુસ્તક હશે, પરંતુ તજવીજ કર્યા છતાં મારે હાથ લાગ્યું નથી.

આ શાહ અને તેમનું કુટુંબ કેટલું પરોપકારી ને દૃઢ ઈશ્વર ભક્ત હતું, તેનો કાંઇક ખ્યાલ તેમણે સાધુની કરેલી પરણાગત વાંચવાથી જાણવામાં આવશે.

માબાપે મળી ચેલૈયાને મારી ખાંડણીઆમાં ખાંડ્યો, તેમ છતાં તેને ઈશ્વરે સજીવન કર્યો, તેના ખરા ખોટાનો ખ્યાલ કરવાનું કામ મેં માથે લીધેલું નથી; પણ આજના સમયમાં આવાં ઉદાહરણોપર આધાર રાખી કોઈ કોઈ ભોળા ભક્તોનાં દિલ ભમી જાયછે, અને તેથી પરિણામે તેમની ખુવારી થાય છે, તો તે થતી ખુવારી અટકાવવાનોજ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે.

ગદ્યમાં પુસ્તક કરવાનો આ મારો પ્રથમનોજ પ્રયાસ છે, તેટલા વાસ્તે યોગ્ય સંભાળ લેવા ચૂક્યો નથી; તેમ છતાં દોષો નજરે આવે તો વાંચનાર સજ્જનો દરગુજર કરી, દોષો મને જણાવવા કૃપા કરશો કે જેથી આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પાડવાનો જો વિશ્વંભર મને વખત આપશે તો એ આપના સૂચના મારે અમૂલ્ય થઈ પડશે.

વૃત્તાંતના અંદર કોઈ કોઈ ઠેકાણે અતિશયોક્તિ વધારે થએલ છે, તે મારા જાણ્યા બહાર નથી; પરંતુ વિષયનો હેતુ સાચવવાને વાસ્તેજ થએલ છે. આ પુસ્તક તપાસવા માટે એક વિદ્વાન ગૃહસ્થે કાળ ક્ષેપ કરી મને કીંમતી મદદ આપી છે, એ બાને ગૃહસ્થ મૌસુફનો મારા ઉપર પૂરો ઉપકાર થયો છે. આ પુસ્તક છપાવવા માટે બગસરાના થાણદાર સાહેબ આઝમ પરમાનંદદાસ હરજીવનદાસનો મને જે આશરો મળેલ છે, તે હું કદી વીસરૂં તેમ નથી. જે સ્વદેશ શુભેચ્છક ગૃહસ્થોએ અને મિત્રોએ પુસ્તકનો પ્રસાર વધારવા પ્રથમથી મદદ કરી છે, તે સર્વેનો પણ ઉપકાર માનું છું.

**સંવાદમાં આવેલાં નામોની સમજણ.**

શા.— = સગાળ શાહ કહે છે.
ચં.— = ચંગાવતી ,,
અ.— = અભ્યાગત ,,
ચે.— = ચેલૈયો ,,

બગસરા તા. ૨૪-૫-૯૫. **મ૦ ૨૦ પારેખ.**

— ❦ —

# સગાળ શાહ.

## મંગળા ચરણ.

### લાવણી

"ઓ કુદરતના કરનાર અલકના સ્વામી,
તુજ મહીમા અપરંપાર નથી કાંઈ ખામી;" "એ દેશી"
જય જય હે જગદાધીશ, જગતના સ્વામી;
આ અરજ કરૂંછું ઈશ, શીશ હું નામી. ટેક.
સૃષ્ટીમાં નિરખું નાથ, શક્તિ જ્યાં તારી,
હરિ હારી રહેછે ત્યાંય, મતી તો મારી;
ગગને ગ્રહ ગણુની, રચીછે રચના ભારી,
મહિમાં માયા મહીધરા વળી વિસ્તારી;
સમરથ છો કરવા કામ, સકળ હે સ્વામી,
(માટે) આ અરજ કરૂંછું ઈશ શીશ હું નામી. જય૦
અંધોને આપી આંખ, કષ્ટને કાપ્યાં,
પાંગુની પીડા હરી, સ્થિર દિલ સ્થાપ્યાં;
દુખિઆનાં દુઃખો દળી, સુખ તેં આપ્યાં,
સેવકની કરવા સાહ્ય, સંકટો માપ્યાં;
તુજ કરૂણાથકિ કિરતાર, કીરતી[1] જામી,
(માટે) આ અરજ કરૂંછું ઈશ, શીશ હું નામી. જય૦

---

[1] ઘણા ભક્તોની.

પદ.

લાડીલો તેરો જમુનામાં કુદ પડ્યો. "એ દેશી."

વિનંતિ મારી, વાલમ શ્રવણે ધરો.

વાલમ, શ્રવણે ધરોરે વિનંતિ મારી વાલમ શ્રવણે ધરો.

દીન સેવકકેરી, અરજ સુણીને, ॥ ૨ ॥ (બે વાર)

હરકત સરવ હરોરે; વિનંતી મારી વાલમ શ્રવણે ધરો.

શરણાંગત, સેવકની સદાએ, ॥ ૨ ॥

વીમળ, વાણી કરોરે; વિનંતિ મારી વાલમ શ્રવણે ધરો.

અજ્ઞ અને અતી, અલ્પ મતી છું, ॥ ૨ ॥

(પણ) આશ્રય, તારો ખરોરે; વિનંતિ મારી વાલમ શ્રવણે ધરો.

મયારામનો, મજરો સુણીને, ॥ ૨ ॥

શુભ કર, શિર્ષે ધરોરે; વિનંતિ મારી વાલમ શ્રવણે ધરો.

લલિત.

સરવ વ્યાપકા સર્વતો સમે, કર ગ્રહી પ્રભૂ તારજો તમે;

મદદ તાહરી ચાહું સર્વદા, કર ગ્રહેલ ના છોડશો કદા.

મુજ મની અતી છોટિકે હરી, પણ થશે દયા દ્રષ્ટીજો જરી;

સુલભ કાર્ય આ સદ્યતો સરે, જય હરે હરે હે હરે હરે.

---

# વૃત્તાંતનો આરંભ.

એક વખત સગાળશાહને તેમની સ્ત્રી ચંગાવતી નજદીકના ધનાઢ્ય સગાના મરણના ગમગીનીમાં ગીરફતાર થએલાં શયન ગૃહમાં બેઠાં હતાં. થોડી વારે શાહ બોલ્યા. આ જુઠી અને સ્વપ્નવત્ દુનિઆમાં વસનારાં ઘણા માણસો કહે છેકે ફલાણું ઘર,

ફલાણો પુત્ર અને ફલાણી ચીજ મારી છે; એમ માનવું, એ માનનારની મોટી ભૂલ છે. જુઓને, ધનજીભાઇ મરી ગયા; તેમની કેટલી બધી રિધિ છે; વળી અધુરામાં પૂરૂં પાછળ કાંઈ પણ સંતતી નથી. કહો, એટલી બધી દોલત છતે તેમાંથી કાંઇ પણ સાથે ગયું? આ સંસારમાં ખરૂં તાત્પર્ય શું છે, તેનું ભાન ઈશ્વર કૃપા વિના આવતુંજ નથી. કમાઇને માત્ર કોશ ભરવા એજ ખરૂં કામ સમજી, ઘણા અજ્ઞાની માણસો ખાલી હાથે પોતાની કરણીનો હિસાબ આપવા ચાલ્યા જાય છે. ધનજીભાઇની કેટલી બધી સાચવણ! કેટલો બધો લોભ!! ધનના પાછળ ધાવામાં એટલા બધા ગાંડા બની ગયા હતા કે પરમાર્થનાં કામ વિચાર કરવાનો પરવાર સ્વપ્નામાંએ આવતો નહીં. આહા!! તેમાંનું કાંઈ કામ આવ્યું નહીં અને સઘળું મૂકી ચાલી નીકળ્યા. આ ઉપરથી એમજ નિશ્ચય થાય છેકે પરમાર્થ અને ઇશ્વર સ્મરણજ સાથે આવે છે. અને તે વિના બીજી કશી ચીજ સાથે આવતી નથી.

**શાં**—પ્રાણનાથ, આપના સઘળા અક્ષર સોનાના છે. આત્માના ઉદ્ધારાર્થે એ વાક્યો હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે. મારૂં ચિત્ત પણ એ ખરા તાત્પર્ય તર્ફજ આકર્ષાઈ ગયું છે. વારૂ, આપે સારો પ્રસંગ કાઢ્યો. ઈશ્વરે આપણને હરેક રીતે સુખીઆં કીધાંછે, આપણો વ્યવહાર ચાલે તેટલું તેણે આપણને દ્રવ્ય આપ્યું છે; વળી આપણે એક ચેલેયો છે, એટલે કાંઈ પ્રકારની ન્યુનતા નથી; વાસ્તે મારો એવો અભિપ્રાય છે કે આપણી દોલતમાંથી કાંઈ પણ ભાગ હમેશાં પરમારાર્થે વપરાય તો વધારે

સારૂં પરોપકાર કરવાના અનેક રસ્તા છે, તેમાંથી સર્વોત્તમ લાગે તે આપણે ગ્રહણ કરીએ.

શા.—પ્રાણ પ્રિયા, મારો પણ એજ અભિપ્રાય સમજવો. સઘળા કરતાં દેહાત્મ રક્ષક જે અંન, તે દાનને હું સર્વોત્તમ સમજુંછું; માટે આજથી તમને એટલી આજ્ઞા આપુંછું કે આપણા દ્વાર પ્રત્યે જે કોઈ અભ્યાગત કે અનાથ અન્નાશ્રય માટે આવે તો તેમાંનાં કોઇને પાછાં વાળવાં નહીં. હમેશાં આંધળાં, લૂલાં વગેરે નિરાશ્રિતોના કામમાં આપણાથી બને તેટલી યથા શક્તિ મદદ કરવી.

શાં—પ્રાણનાથ, આપની આજ્ઞા શિરતાજ કરૂંછું, તે સાથે મારો એક અભિપ્રાય આપને નિવેદન કરવા માગું છું; તે એ કે ટેક છે, તે સર્વોત્તમ છે માટે આ વિષે કાંઈ પણ અટક યા ટેક રાખવાની જરૂર છે, પછી આપની ઈચ્છા. આપની ઈચ્છાને અનુસરવું એજ મારૂં કરતવ્ય છે.

શા.—તમારો વિચાર બરાબર છે. તો આજથીજ હું ઠરાવ કરૂંછું કે હમેશાં એકાદ અભ્યાગતને જમાડ્યા પછી હું જમીશ. જે દિવસે હું અભ્યાગતને જમાડી શકીશ નહીં, તે દિવસે હું જમીશ નહીં. આ મારા બોલવા પ્રમાણે વર્તવાનું આજથીજ શરૂ કરૂંછું.

શાં.—આપને જમાડ્યા વિના મારાથી જમાય નહીં, માટે મારો પણ એજ નિયમ પોતાની મેળે થઈ ચૂક્યો.

શાહને ચેલૈયો એ એકજ પુત્ર હતો. બાલ્યાવસ્થા છતાં તેના દિલમાં દયા તથા પરોપકારે વાસ કર્યો હતો. વળી ઈશ્વર ઉપર તેનો દૃઢ વિશ્વાસ હતો. નિશાળમાં ભણવા જાય, ત્યાં ગરીબોના છોકરાઓને જોઈતાં પુસ્તકો પાટી અપાવવાનો તથા

ઉનાળાના દિવસોમાં આખી નિશાળના છોકરાઓને પાણી પ-
વરાવવાની ગોઠવણ કરવાનો તે તક ખોતો નહીં. રસ્તામાં કોઈ
અનાથ ભૂખ્યું તરસ્યું ટળવળતું હોય તો તેની યોગ્ય સંભાળ લી-
ધા વિના તે આગળ ચાલતો નહીં. આવા અતિ ઉમદા ગુણો-
ને લીધે તથા તેની સર્વઉપર અતિ માયા, તેનાં મધુર વચન
અને તેની સુંદર કાન્તીથી આખા ગામનો તેના ઉપર અપાર પ્રેમ
હતો. આવો સુપુત્ર નિર્ખી દંપતી, ઈશ્વરનો ઉપકાર માની સદા
મગ્ન રહેતાં હતાં. એટલું તો સર્વ કોઈ કબૂલ કરશે કે કુમળા છો-
ડને જેમ વાળવાને ચાહીએ તેમ વળેછે. કાચા કુંભપર દાબેલું
બીંબું બરાબર બેસેછે. નાનાં છોકરાં આખો દિવસ તેમનાં મા-
બાપની પાસે રહેછે, તેમાંએ બાપના કરતાં માનીપાસે વસવાનો
તેમને વધારે વખત મળેછે. આ કારણસર પોતાની મા કે બા-
પના ગુણ દુર્ગુણાદિ લક્ષણ બહુધા બાળકમાં આવે છે; અને
તેથીજ દયા, પરોપકાર, વિવેક સત્યતા અને ક્ષમા આદિ સદ્ગુ-
ણો અને અસત્યતા, ક્રૂરતા છાલકાપણું અને અવિવેક આદિ દુ-
ર્ગુણો માબાપમાં જેવા હોય તેવા બાળકોમાં આવે છે. સગાળ
શાહને ચંગાવતી જેઓ સદ્ગુણથી ગળગળાએલ નમુના રૂપ
હતાં તો તેમનાથી ઉત્પન્ન થએલો ચેલૈયો તેવો કાં ન થવો જો-
ઇએ? અવશ્ય તેવોજ થાય. ચેલૈયામાં ઉપરના ગુણો સાથે
માતૃ તથા પિતૃ ભક્તિ અસાધારણ હતાં.

શાહ ચંગાવતી ને ચેલૈયો એ ત્રણે સદ્કર્મો કરી સદા સુ-
ખમાં દિવસ નિર્ગમન કરતાં હતાં. શેઠ મોટા શાહુકાર હતા. તે-
મને જાતે કમાવા જવાની જરૂર નહોતી. મોટાં મોટાં ઘણાં શહે-
રોમાં તેમની દુકાનો હતી. વિશ્વાસુ તથા નિમકહલાલ ગુમાસ્તા

સઘળી દુકાનોનું કામ શેઠની આજ્ઞા પ્રમાણે બરાબર બજાવતા હતા. શેઠની નામના ભૂમીપર અતિ પ્રસરી રહી હતી. શેઠશેઠાણી તેમના વ્રત પ્રમાણે અભ્યાગતને જમાડી હમેશાં જમતાં હતાં. આ રૂડું વ્રત નિર્વિઘ્ને પાળતાં હતાં, તેવામાં વર્ષા ઋતુ બેઠી.

કુંદનની કીમત કસોટી વિના થતી નથી. તેમની દૃઢતાનો પારેખ જે સદા પાસેજ વસતો હતો, તેણે ખરી કસોટી વડે પારખવાનું કામ વોરી લીધું.

ચાતુર માસમાં એક વખત ઘણા દિવસ લગી મોટી એલી રહી. મૂશળધાર વરસાદ પડવાથી નદી કિનારાનાં ઘણાં ગામ તણાઈ ગયાં. મોટા અને નાના રસ્તા બંધ પડી ગયા. મુસાફરો જે જ્યાં તે ત્યાં ઓડવાઈને બેસી રહ્યા. ચરવા ગએલી ગાયો ઊંચા પ્રદેશપર ઉભી રહી, અને વાછરડાં ઘરે ધાવવામાટે ધાઊં નાખે. સીમમાં ગએલાં સ્ત્રીપુરૂષો ઝાડને અને પહાડને આશરે રહ્યાં, પણ છોકરાંઓ ઘરે ઘોડીઆમાં વલખવા લાગ્યાં. નબળી ઇમારતો જમીન દોસ્ત થઈ ગઈ. આ જળ પ્રલય જેવા વખતમાં નજદીકના પાડોશી એક બીજાને ત્યાં જઈ શકે નહીં, તો દૂરનાની શી આશા રાખવી? આવા તોફાની વખતમાં કોઈ અભ્યાગતને શાહ મેળવી શક્યા નહીં. ઉપરા ઉપર આઠ અપવાસ થયા તોપણ દંપતિનાં દિલ ડગ્યાં નહીં. આઠમે દિવસે વરસાદ બંધ પડ્યો, ત્યારે શાહે અભ્યાગતોની ભાળ કાઢવાને માટે ગુમાસ્તાઓને મોકલ્યા. તેઓ આખું શહેર, પરાં, વાડી વગેરે સર્વ સ્થળમાં શોધ કરી ચૂક્યા, પણ ક્યાંઈએ અભ્યાગતની ભાળ લાગી નહીં. આખર એક ગુમાસ્તો તળાવની પાળે જઈ ચડ્યો, ત્યાં ઝાડની નીચે ગળિત કોઢની મહા વેદનામાં ઘેરાએલા એક

અભ્યાગતને સૂતેલો જોઈ, તે તેનીપાસે ગયો; અને આગળ આવી બે હાથ જોડી બોલ્યો કે મહારાજ, આપ મારા શેઠને ત્યાં જમવા પધારો.

**અ.**—તારો શેઠ મને જમાડવાને ચાહતો હશે, તો તે મને જાતે કહેવાને આવશે.

અભ્યાગતની ઇચ્છા શાહુને જાહેર થતાં, તેમણે વિસામા લેતાં લેતાં આવીને જમવા તેડી જવા માટે નમ્ર વિનતિ કરવા માંડી, ત્યારે અભ્યાગતે કહ્યું કે અરે શેઠ, હું ગળિત કોડની મહા વેદનાથી ઘેરાઈ ગયો છું દરદની બેહદ પીડાને લીધે છેક અશક્ત થઈ ગયોછું, માટે તમારે ત્યાં મારાથી જમવા આવી શકાય તેમ નથી.

**શા.**—મહારાજ, આપ અતિ પીડા પામોછો એ હું સારી રીતે જાણુંછું, વાસ્તે આપ કહો તો રથે રેવંત જોડાવું, કહોતો ગાડીમાં ગાદી બિછાવી આપને લવલેશ ઈજા ન થાય તેવી રીતે તેડી જઉં.

**અ.**—અરે ભક્તજન, અમારે સાધુ પુરૂષને ઘોડાં કે વહેલો હોયજ નહીં, માટે તમારે વધારે આગ્રહ કરવોજ નહીં.

**શા.**—મહારાજ, એમ મને નિરાશ ન કરો. નિરૂપાયે સઘળું કરવું પડે. જો આજ્ઞા આપો તો પાલખી મંગાવી ઝાઝા જતનથી તેડી જઉં.

**અ.**—હું ચાલવાને અશક્ત તો છું, તો પણ કોઈ ઉપાયે તમારે ત્યાં આવી શકીશ પણ વખતે મનગમતી રસોઈ માગીશ, તે તમારાથી આપી શકાશે નહીં ત્યારે તમારૂં પણ જશે, વાસ્તે તમે સુખેથી પાછા જાઓ તો સારૂં.

**શા.**—મહારાજ, આપ સરખા સાધુ પુરૂષના પ્રતાપથી હું સારી સ્થિતિમાં છું. મારે ત્યાં આપને કોઈ જાતની ન્યુનતા રહે-શે નહીં. આપની મરજી સંપાદન કરવાને હું તત્પર રહીશ, માટે આપ કૃપા કરી પધારો.

**અ.**—શાહ, તમે બહુ આગ્રહ કરોછો, તેથી હું આવવા કબુલ થાઉંછું; પણ જો તમારી સ્ત્રી તેડવા આવે તો હું આવું.

અભ્યાગતની ઇચ્છા શાહે ગંગાવતીને જણાવી કે તરત તે પૂરા હર્ષ ભેર અભ્યાગતના આશ્રમે આવી ઉભી રહી, અને જુએછે તો શાહની સાથેના માણસોની વચ્ચે માખીઓના બ-ણબણાટસાથેની ગંધાતી ગોદડીમાં પડેલા એક અભ્યાગતને તેણે દીઠો. તેને પ્રણામ કરીને તે બોલી—મહારાજ, આપ અમારા દ્વારવિષે પધારી ભોજન લેઈ અમને પાવન કરો.

**અ.**—સાંભળ માઈ ગંગાવતી, અમે અઘોરી યોગીઓ, ખા-વાની અનેક વસ્તુઓની મરજી કરીએ તે તમારાથી આપી શકાશે ?

**ગં.**—મહારાજ, અમે દંપતિ આપનું દિલ જરાપણ દુખાવા દેઈશું નહીં, માટે આપ પધારી અમને પાવન કરો.

**અ.**—તો બહુ સારૂં, પણ હું ચાલીને તમારે ત્યાં પોહોંચી શકું તેમ નથી.

**ગં.**—તો શી ચિન્તા છે ? આપ આજ્ઞા આપો એ પ્રમાણે ઝાઝા જતનથી હું તેડી જઉં.

**અ.**—વારૂ, ગાડીના ગડગડાટથી તો વેદનામાં બહુ વધા-રો થાય, પાલખીમાં પણ હચમચાટ થયા કરે, માટે માઈ ગં-ગાવતી, એક સુંદર કંડીઓ આણી, તેમાં રૂના પોલ મૂકી, તે-

ની અંદર મને બેસાડી, તે કંડીઓ તારે માથે મૂકી, ઘણીજ ધીમે ધીમે ચાલતી મને તેડીજા.

શં.—(થોડી વારે) મહારાજ, આ કંડીઓ આવ્યો.

અ.—ઠીક, ત્યારે મને તેડીને અંદર બેસાડ.

* શંગાવતીએ અભ્યાગતને ઉચકી કંડીઆમાં બેસાડ્યો. તેનું આખું શરીર ગળિત કોડથી એટલું ગદગદી ગએલું કે જ્યાં જ્યાં શંગાવતીના હાથ અડક્યા, ત્યાંથી ચામડી હાથસાથે વળગી આવી, અને રૂધિર તથા પરૂના હાથે રેલા ચાલ્યા, શંગાવતીએ કંડીઓ માથે લીધા પછી સૌ ઘર તર્ફ ચાલ્યાં. કંડીઆમાંથી રૂધિર તથા પરૂના એટલા રેલા નીકળવા માંડ્યા કે તેનાં સઘળાં વસ્ત્ર તેથી ભીંજાઇ ગયાં અને તેનું આખું શરીર તેણે વતી નાહી રહ્યું. આ જોણું જોવાને ગામની અઢારે આલમ ઉભટી. નવો દેખાવ દેખી કેટલાંએક માણસો થુંકતાં થુંકતાં તથા હાડ છેડ કરતાં અનેક તરેહની હાંસી કરવા લાગ્યાં છતાં શાહ અને શંગાવતી લવલેશ શંકાતાં નહોતાં.

આઠમે અપવાસે સાડાત્રણ મણનો બોજો ઉપાડી ચાલવું બહુ દુર્લભ. આંખે અંધારાં આવે, પગ પાણી પાણી થઇ જાય, શરીર શીતળ બને, ડોકી ડગ ડગે પણ શું કરે ? રસ્તામાં અનેક વિસામા લેઇ સુખે દુઃખે સૌ ઘરે પહોંચ્યાં. પછી સાધુને કંડીઆમાંથી બહાર કાઢી, બાજોઠપર બેસાડી, સુવર્ણની ઝારીએ નવરાવી ધોવરાવી, સ્વચ્છ કરી, અતિ શ્રદ્ધા પૂર્વક પૂજા કરી;

*આવી સ્થિતિમાં માણસ બોલી ચાલીકે જીવી શકે નહી. અતિશયોક્તિ છે; તોપણ એટલું તો હોવું જોઇએ કે તેનું ઘણું શરીર સડી ગયું હશે.

છેલ્લે તૈયાર થએલાં સુંદર પકવાનો થાળમાં પીરસ્યાં, અને તેમાંથી જમાડવા માટે દંપતિ વિનતિ કરવા લાગ્યાં.

**"આજો સખી શામળીઆ જોવા જઇએરે" "એ દેશી."**

જમો જમો વિનતિ કરૂં વાર વારરે,
કોડે કીધો સાકરનો કંસારરે;
સુંદર શીરો નિપાવિઓ તમ સાટરે,
મોહન થાળ બનાવ્યો મોહન માટરે;
મોદકતો જમોને મોટે મનરે;
સાધુજન જમવા આવ્યા ધન ધનરે;
ભોળા દૂધે બનાવ્યો દુધપાકરે,
સાધુ માટે સુંદર વધાર્યાં શાકરે;
પુરણ પોળી જમોને પૂર્ણાનંદરે,
પવન પ્રેમે ઉડાડું મંદ મંદરે;
ઘેબર ઘીથી બનાવ્યાં ધરી ધીરરે,
કૃપા કરી આરોગો ખાંતે ખીરરે;
પ્રેમે વડી વધારી પૂરી હીંગરે,
ભોળા ફળી આદિ સુધારી શીંગરે;
ભાત મહીં પિરસું કઢેલાં દૂધરે,
સેવકની સાધુજી સ્પોને શુદ્ધરે;
કૃપા કરી આરોગો યોગી નાથરે,
દંપતી ઉભાં સન્મુખ જોડી હાથરે;
મુખવાસ જમિને કરો આરામરે,
ભક્તજન જાણે સર્યાં સહૂ કામરે;

## સાધુનો જવાબ.

"નાનકશાહી લોકો બજારમાં જે રાગ ડંડી કૂટતા ગાય છે, તેને મળતા રાગથી ગવાશે."

અમે અઘોરી જંગલકા ને ક્યા કરૂં પકવાન,
મૈયા મૈં ક્યા કરૂં પકવાન;
લાડુ તુંહારા રૂચે નહીં, અબતો ધરૂંગા ધ્યાન ૧
શિરા તુહારા દૂર રખો મૈં કેતા વારમવાર, મૈયા મૈં કેતા૦
અમે અઘોરી જંગલકા એસા નહીં આહાર. ૨
શાક પાક તો ના ચહીએ મૈં ક્યા કરૂં કંસાર, મૈયા મૈં ક્યા૦
અઘોરી કેરા અહાર ના હે લે ચલો નરનાર. ૩
અઘોરિ અનકું ના જમે તુમ સુન લો નરને નાર, મૈયા તુંમ૦
હમ ભોગીહે માટી કેરા દો હમને આ વાર. ૪
માંસ મુજકું દીલવાયો તબતો કરૂં આહાર, મૈયા તબ૦
દેનેકી જો ના કહોતો ચલે જાઉં આ વાર. ૫
હમ બેઠે તે જંગલમેં ઉવાં બડા હતા આરામ, મેરેકું બડા૦
ક્યા કરનેકું લે આયાહે શાહ તુહારે ધામ. ૬
તુમ દોનુંકા બોલ સુની હમ આયાહે આવાસ, ભલા હમ૦
ગુમાન ટેકી ક્યા તુમ રખતે હમ હો ગયે નિરાશ. ૭
હમ બીશવાશી હો ગયાતા સુની તુહારા બોલ, ખરેખર સુની.
અબી ઉધરસે ચલે જાઉંગા કરદો રસ્તા ખોલ. ૮

**શા.**—અમ સરખાં પામર ઉપર આપે હમેશાં કરૂણા રાખવી જોઇએ. આ કરેલી રસોઇ આપને રૂચતી ન હોય તો તેની કાંઇ જરૂર નથી. આપની ઇચ્છા પ્રમાણે હાલને હાલ તૈયાર કરી રાખું છું. અમારાં ધન્ય ભાગ્ય છે કે આપનાં ચરણ અ-

મારા દ્વાર પ્રત્યે થયાં છે. મહારાજ, અમારા ખોળીઆમાં પ્રાણ હશે, ત્યાં લગી આપની આજ્ઞા ઉલંઘન કરશું નહીં.

શાં.—મહારાજ, જેવી રીતે આપ કરૂણા કરી પધાર્યા છો, તેવીજ રીતે કરૂણા કરી થોડી વાર બિરાજશો. આપને રૂચતી રસોઇ હમણાં હુંજ તૈયાર કરી નાખુંછું.

અ.—બહુ સારૂં, સતાપી રાખી તૈયારી કરો.

શંગાવતી ઘરમાં આવી શાહને કહે છે, પ્રાણનાથ, અભ્યાગત તો માટી માગે છે, તેનો શો ઇલાજ?

શા.—કાંઇપણ ઇલાજ કરવો જોઇશે. તમે જાણતાં તો હશો કે આપણે વચને બંધાઇ ગયાં છીએ માટે શિર જાય, તો ભલે. પણ વચન જવા દેવાશે નહીં.

શાં.—ત્યારે જે કાંઇ ઇલાજ કરવો ઘટે તે વેળાસર કરવો જોઇએ.

શા.—હવે તમે ધીરજ રાખો. હુંજ માટી લેઇ આવું. કેમકે આ કામ બીજાને સોંપાશે નહીં.

શાં.—આપ બરાબર કહોછો. આરંભેલું કામ પાર ઉતાર્યા વિના છૂટકો નથી. ત્યારે હવે ઝટ જાઓને હું અભ્યાગતની પાસે બેશી તેમનું ચિત્ત સ્થિર કરૂંછું. ક્ષુધાને લીધે મારાથી આંહીઆં બેશી પણ શકાતું નથી ત્યારે આપ શી રીતે લેઇ આવી શકશો? (તેટલામાં.)

અ.—અરે માઇ શંગાવતી, તમે મારી પાસે આવો. મને દરદની વધારે વેદના થવા માંડી.

શંગાવતી ઉતાવળી ઉતાવળી લડથડીઆં ખાતી આવીને જુએ છે તો સાધુને શુદ્ધિ વિનાનો પથારીપર પડેલો દીઠો. તેનુ

આવી દુઃખદાયક સ્થિતિમાં દેખીને પસ્તાવો કરવા લાગીકે અરે પરમેશ્વર, અભ્યાગતને શું હર્ષે જમવા તેડી લાવીધું. તેમ છતાં કાંઇ વિપરીત થશે, તો હું પાપણી ઠરીશ. મહારાજ, મહારાજ, હું આપની સેવામાં હાજર રહી છું. આપને શી ઇજા થાય છે, તે કહો અને આપ શુદ્ધિમાં આવો. આપનું ફરીવાર બગડેલું શરીર હું ધોઇ નાખ્યું. એટલું કહી અભ્યાગતનો હાથ ઝાલી બેઠો કરતાં પરની ચિકાશને લીધે હાથ લપસી જતાં શક્તિહિન શંગાવતી રૂધિરમાં પડી ગઇ. વળી ધીરજથી ઉભી થઇ સાધુને શુદ્ધિમાં આણી ફરીથી નવરાવ્યો, અને પોતે પણ નાહીને શુદ્ધ થઇ.

સગાળશાહ લોક લજ્જાને તરછોડી પોતાના વચનને શરણે થઇ બેધડકથી માટી લેવાને માટે રસ્તામાં જ્યાં ત્યાં વિસામા ખાતા કસાઇવાડે ગયા. ત્યાંથી પાછા આવતાં આંખે અંધારાં આવવા માંડ્યાં, અને માથામાં એવી ચક્કર આવી કે ચાલી શકાયું નહીં, એટલે રસ્તામાં એક ઓટલે બેશી ગયા. શાહના ગામમાં આજનો દિવસ નવાઇનો થઇ રહ્યો હતો. નિરૂદ્યમી લોકોનાં ટોળે ટોળાં શાહના ઘરની અને તેમની પછવાડે ભટકતાં ફરતાં હતાં. જ્યાં તે બેઠા હતા, ત્યાં કેટલાએક લોકો આવી તેમની અનેક રીતે હાંસી કરવા લાગ્યા. કોઇ ગાંડો, કોઇ મૂરખ, કોઇ ભમેલ, કોઇ માંસાહારી અને કોઇ ભગતડો કહે. કડવાં વચનોના આટલા બધા વરસાદથી તેમનું ચિત્ત ભીંજાયુ નહીં. પોતાનું વચન પાળવાને માટે તે એટલા બધા ફિકરમંદ થયા હતા કે લોકોના બોલ તેમના કાનપર એક કોલાહલનીજ અસર કરતા હતા. મનમાં ફિકર કર્યા કરે છેકે મારાથી ઉતાવળું ચલાતું

નથી. ઘર દૂર છે ત્યાં પહોંચતાં વાર લાગશે તો અભ્યાગત ચાલ્યા જશે. જો આમ થશે તો હું અપરાધી ઠરીશ. હે પ્રભુ, મારા પગમાં શક્તિ આપો કે જેથી હું વખતસર ઘરે પહોંચું. ઘણે શ્રમે ઘરે પહોંચ્યા. ત્યાં આવી શંગાવતીને કહ્યું કે આ લેઇ આવ્યો માટે તું તે રાંધીને તૈયાર કર.

શાં.—આ તૈયાર થયું, માટે ચાલો સાધુજીને પીરસીએ.

થાળમાં પીરસેલું માંસ આરોગાવવા માટે અભ્યાગત પ્રત્યે દંપતિ પ્રાર્થના કરવા લાગ્યાં.

"ઓરા આવો શીવશંકર ભોળા

અથવા.

મારોરે સ્વામી મારાથી છોટા." "એ દેશી."

જમોને થાળ જોગીજી જાઉં વારી,
કંચન કેરી પાસે મૂકી ઝારી,
શ્રદ્ધા સોતી સેવા લ્યો સ્વીકારી,
જમોને થાળ જોગીજી જાઉં વારી.
બાજોઠ પર બેસો યોગાધારી,
જુગલ કર જોડીએ નર નારી;
શુદ્ધી હવે સાધુ લ્યો અમારી, જમો થાળ૦
પ્રીતમ પ્રીતે પેરોને પીતાંબરી,
પ્રચ્છીત અમે રસોઇ તોરે કરી;
જોગિજિ નથી ખામી મેં રાખી જરી; જમો થાળ૦
લોકની લજ્જા દૂર અમે તો કરી,
સાધુજી હવે વિપતી કરોને પરી;

સેવક જનની વિનતિ હૃદય લ્યો ધરી, જમો થાળ૦
આરોગોને કૃપાળુ કૃપા કરી,
દયા દૃષ્ટી દીન પર રાખો જરી;
કરૂણા કરો શિર પર કરને ધરી, જમો થાળ૦

# પ્રભુ પ્રાર્થના.

## ચેલૈયા આખ્યાનને ઢાળે.

કરૂણા સીંધુ હવે કરૂણા કરોને, નજર કરો દીનાનાથજી.
મહેર કરો તમે માવજી હવે, હાંસી કરે છે સૌ સાથજી.
લોક લજ્જા કેરો ત્યાગ કર્યો તે, જાણોછો જુગદાધારજી,
સેવક જન કેરી શુદ્ધી લહોને, વિશ્વપતી કરો વારજી.
અમ થકી અપરાધ જે થયા હોય, ક્ષમા કરોને દયાળજી,
રંક સેવકો કેરી વિનતિ સ્વીકારો, ભક્ત તણી લ્યોને ભાળજી.
અપવાસ અમને અધિકા થવાથી, ગઇ છે શરીરની શુદ્ધજી.
વીનતી કર્યાની વાલમાને, હવે નથી રહી બુદ્ધજી.

**અ.**—અરે ભક્તજનો હું જે કહું તે તમે સાંભળો. અઘોર જંગલમાં વસનારો હું અઘોરીછું. પશ્વાદિ પ્રાણીની માટીનો હું કોઇ દિવસ આહાર કરતો નથી. જો મળે તો ફક્ત માણસના માટીનું ભક્ષણ કરૂંછું માટે મને ભોજન કરાવવાની જો તમારે પુરેપુરી ઇચ્છા હોય, તો માણસનો વધ મારી નજર આગળ કરી તેની માટીનું મને ભોજન કરાવો. જો તમારાથી તે પ્રમાણે બની ન શકે, તો મને રજા આપો, અને તમારા બોલ ફોક કરો.

**શા.**—મહારાજ, આપને માણસની માટી ખપશે!

**અ.**—હા, હું અઘોરી છું તેથી મારો આહાર માણસની

માટીનો છે, જો તમારાથી આપી શકાય તેમ હોય તો આપો અને તેમ બની શકે તેવું ન હોયતો તમે મને રજા આપો, એટલે હું મારે રસ્તે ચાલ્યો જાઉં.

દંપતિ—મહારાજ, આપ કૃપા કરી બિરાજો. પ્રાણાંત લગી અમે આપની ઇચ્છા પરિપૂર્ણ કરીશું.

અ.—પણ મારો જમવાનો વખત વીતી જાય છે.

દંપતિ (સંકેત કરીને).—આપને માણસની માટી ખપે છે, તો અમે અમારા દેહ આપને અર્પણ કરીએ છીએ.

અ.—ના, ના, તમારી માટીની મને ઇચ્છા નથી, પણ તમારા જે પુત્રને મેં નિશાળે જતાં જોયો, તેની માટીનું ભોજન કરવાની મને ઇચ્છા થઇ છે, વાસ્તે તેનું મને ભોજન કરાવો તો ઠીક થાય.

અભ્યાગતની ઇચ્છાનું શ્રવણ થતાંજ દંપતિનાં હાડ શીથીળ થઇ ગયાં. તેઓ અન્યો અન્ય સામાં જોઇ રહ્યાં છે, પરંતુ શોકાવેશને લીધે કોઇનાથી કાંઇ પણ બોલી શકાતું નથી. આ હકીકત આખા ગામમાં ચોરે ચકલે અને ઘરોઘર પ્રસરી ગઇ. સઘળાં સ્ત્રી પુરૂષોને ખેદ સાથે નિશ્ચય થયો કે શાહ ટેકી અને એક વચની છે, માટે જરૂર ચેલૈયાનો ભોગ અઘોરીને આપશે. અરે ભગવાન; આવો સદ્‌ગુણી, સકોમળ અને સુંદર કાંતીવાળો ચેલૈયો આ ભટકતા અને ધુતારાનો ક્ષણવારમાં ભોગ થઇ જશે. અરે અભાગીઆ, વજ્જર છાતીવાળા, નિર્દય અઘોરી, આવી અઘટિત ભિક્ષાની માગણી કરતાં તારી જીભ કેમ ઉપડી.

આ વખતે ચેલૈયો નિશાળે ભણતો હતો, ત્યાં આવી કેટલાએક લોકોએ આ હકીકત તેના મહેતાજીને જાહેર કરી. વાત

સાંભળતાંજ મહેતાજી ચમકી ગયો. શી વાત ! ! ! ચેલૈયાનો ભોગ ? તે કોઇ કોઈ વખતે મારી કસૂરમાં આવે છે, તોપણ તેની કોમળ કાયાને સહેલામાં સહેલી શિક્ષા કરવાને મારૂં દિલ ચાલતું નથી, ત્યારે કોણ એવો અભાગીઓ છે કે આવા રનરૂપ ચેલયાને તે દેખી શકતો નથી? હવે ફિકર નહીં, મારૂં ચાલશે તેટલું કરી ચેલયાને સમજાવીશ.

મહેતાજીએ ચેલૈયાને પોતાની પાસે બોલાવી સમજાવવા માંડ્યો—ચેલૈયા, કોઇ અઘોરી તારે ઘેર આવ્યો છે, તેણે તારા દેહનું ભક્ષણ માગ્યું છે માટે તારે આગળથી વિચાર કરી ખરી તદબીરમાં રહેવું એવી મારી સલાહ છે.

ચે.—કોણ એવો અઘોરી છે ? અને તે મારા દેહનું ભક્ષણ શા સારૂ માગે છે ?

મહેતાજી—તારાં માબાપ તેને ઇચ્છિત ભોજન કરાવવાનું વચન આપી ઘેર તેડી ગયાં, ત્યાં પીરશેલાં અનાદિકનાં મિષ્ટ પકવાનોની ઇચ્છા નહીં રાખતાં છેલ્લે તારા ઉપર ધાડ આવી છે.

ચે.—મહેતાજી સાહેબ, આપ જે સલાહ આપોછો તે ઘટિત છે, પરંતુ મારાં માબાપ મારા દેહનું ભક્ષણ આપવાને જ્યારે બંધાઇ ગયાં અથવા બંધાણા તુલ્ય સંકડાશમાં આવી ગયાં હશે, ત્યારે તો મારે મારા દેહની હયાતી કરતાં તેમનાં વચનની રક્ષાની વધારે ચાહના રાખવી જોઇશે.

મહેતાજી—એવા ઘણાં નિર્દય ને ધુતારાઓ સત્યવાદીઓને દુઃખ દેતા આવ્યા છે.

ચે.—તેતો ખરૂં, તોપણ આ વિષે મારાં મા બાપ પાસેથી

ખરા ખબર મળે, ત્યારે નિશ્ચય થાય.

ઘણી વારે દંપતિ પાછાં દૃઢ થયાં અને અન્યો અન્ય વાતો કરતાં હતાં તેવામાં શંગાવતીએ કહ્યું, સ્વામીનાથ, આ શું થવા બેઠું ? આતો કાર્ય છેક ઉલટું ઉતર્યું. હવે તો વાત અણીપર આવી. (ધ્રુશકો મૂકીને) પ્રાણનાથ, અભ્યાગત તો આપણી આંખની કીકી અને આશાના અંગારની માટીનું ભક્ષણ માગે છે. હવે આપણે શું કરવું ?

શા.—અરે, આમ છેકજ અબળા થઈએ? ધીરજ રાખીએ. મનેતો એમ જણાય છે કે ઇશ્વર આપણી પરીક્ષા કરે છે; વાસ્તે આપણે આપણું પણ નહીં છોડતાં ધીરજ રાખવી. ભાવી કદી મિથ્યા થશે ન્હીં. ટેકને વિઘ્ન અનેક. વળી સાંભળો.

**"દુનિઆમાં ડાહ્યો, ડાહાપણથી દુઃખ પામે." "એ દેશી."**

સંકટને સમયે ધીરજ અંતર ધરીએ,
સાહ્ય કરે પરિબ્રહ્મ પરાત્પર, પ્રભુ ઇચ્છાને વરીએરે;
સંકટને સમયે ધીરજ અંતર ધરીએ.
સતિ સિતાને સંકટ પડીયું, હરણ કર્યું જે વારે;
શુદ્ધ ચિત રાખી ધીરજ ધારી, વૈકુંઠ ચડીઆ વારેરે. સંકટને૦
પાંચાળીનાં વસ્તર પૂર્યાં, દ્યુત પરાભવ ટાણે;
ધીરજનાં એ છે ફળ રૂડાં, સોચ શીદ તું આણેરે. સંકટને૦
હરિશ્ચંદ્ર હિંમત નવ હાર્યા, સંકટને સંભારી;
વિઠ્ઠલ વેલા વારે ચડિયા, ધીરજ જ્યારે ધારીરે. સંકટને૦
મુજ માટીનું ભક્ષણ ધાર્યું, હત તો સૌથી સારૂં;
મયારામ મનથી કલ્પેલું, પણ કૈ પેરે હારૂંરે. સંકટને૦

શા.—બરાબર છે પ્રાણનાથ, હવે મારી હિંમત વધી આ-

પણે બીજો કાંઇ વિચાર કરવાનો રહ્યો નથી. શું કરવું? પ્રભુની એવી ઇચ્છા હશે; હવે તમે નિશાળે જાઇ, બધી હકીકત આપણા હૈયાના હાર ચેલૈયાને કહી સંભળાવો. જોઇએ વારૂ તે શો જવાબ આપે છે.

આ છેલ્લી ખબરે આખા ગામને ચકડોળે ચઢાવ્યું. નાંનેથી મોટાં સૌ આનું પરિણામ જોવાને ટાંપી રહ્યાં અત્યાર સુધી જે નિરૂદ્યમીઓ શાહની શેરીમાં ઉભરાઇ જતાં હતાં, તેમાં હવેતો ઉદ્યમી લોકો પણ ઉમેરાવા લાગ્યા. ગામનાં સ્ત્રી પુરૂષો પોતાનો ધંધો છોડી દઇ જ્યાં ત્યાં એકઠાં થઇ આજના કૌતકની ચરચા ચરચવા લાગ્યાં. કોઇ કહે શાહને સમજાવીએ; કોઇ કહે કે સાધુને સમજાવીએ; કોઇ ત્યારે બીજાઓ કહેકે ચેલૈયાનેજ નિશાળેથી બોલાવી લાવી છુપાવી રાખીએ તો પછી કશી હરકત રહી? તેવામાં વિશ્વાસુઓએ વિચાર આપવા માંડ્યા કે સૌ શા સારૂ આટલી બધી ધડ મથલ કરોછો? ચેલૈયો એ શાહનો પ્રિય પુત્ર છે, અઘોરી પણ આંખે આંધળો નથી; એટલે આટલી બધી ફિકર રાખવા જેવું નથી. કદાચ એ બંનેમાંથી રામ ગયા, તો ચેલૈયાને મરવું કેમ ગમશે? પેલાંઓ તેને મારવાનું કરશે, પણ ચેલૈયો તે માનશે નહીં એટલે રોણ મચશે. આવા વખતમાં આપણું ફાવશે તો વચ્ચે પડી ચેલૈયાને ઉપાડી લેશું.

**(થોડી વારે શાહ નિશાળે આવ્યા એટલે.)**

**ચે.**—પિતાજી, આ વખતે અહીંઆં આપનું પધારવું શા કારણથી થયું?

**શા.**—ભાઇ, આપણે ઘેર ભોજન કરાવવા જોક સાધુજીને

બોલાવી લાવ્યાં છીએ; તેમને વાસ્તે પ્રથમ સ્વાદિષ્ટ પકવાન બનાવ્યાં; વળી તેમની ઇચ્છાને અનુસરી કસાઇવાડેથી માટી આણી રાંધી આપી, છતાં તેઓ આમાંના કશાની ઇચ્છા કરતા નથી, પણ તારા દેહ—(બોલાયું નહીં)

ચે.—પિતાજી, આપ જરાપણ અફસોસ કરશો નહીં. સાધુજીની ઇચ્છાની માહીતી આપ પધાર્યા પહેલાંજ મને મળી ગઇ છે.

શા.—મારા પ્રાણાધાર, જ્યારે હું થોડો વખત સુધી તને દેખતો નથી, ત્યારે મારા જીવને કાંઇનું કાંઇ થઇ જાય છે. ત્યારે હવે બાપલા તું વિચાર કર, કે બીજનું કાંઇ પણ મારાથી બની શકે!

ચે.—પિતાજી, આથી આપને અફસોસ થતો હશે, પણ હુંતો મારાં પૂર્ણ ભાગ્ય સમજુંછું.

શા.—મારી આશાના અંબાર, તું સુપુત્ર છે એટલે અમારાં વચનનું રક્ષણ કરવાને ભક્તિભાવ બતાવે છે પણ જ્યારે હું તને કાંઇ કહું, ત્યારે તો મારી જીભ તૂટી પડવી જોઇએ.

ચે.—મારાતિર્થ સ્વરૂપ, આપ શોક સાગરનો ત્યાગ કરી મારા દેહનો ભોગ સુપાત્ર સાધુને આપી તેમને સંતોષ પમાડો. મને લાગે છે કે રખેને ઇશ્વર આપણી પરીક્ષા કરાવતા હોય? માટે જોજો, આ ખરી તક ખોઇ બેસતા નહીં. જ્યારે સાધુજીને મારી માટીની રૂચી થઇ, ત્યારે હું મને પોતાને પૂર્ણ ભાગ્યશાળી સમજુંછું પિતાજી, આ મળ મુત્રથી ભરેલો મારો દેહ કશા કામમાં આવવાનો નથી. છેલ્લે દિવસે પંચ ભૂતો પોત પોતાને ઠેકાણે પડ્યા રહેશે. વળી વહેલું કે મોડું એકવાર મરવાનું તો

છેજ. એ મિથ્યા થવાનું નથી આ સ્વપ્નતુલ્ય સંસાર ફોકટ છે. આ માયાવી સંસારની જાળમાં ગુંથાવા કરતાં સર્વદા સુખરૂપ અક્ષય ધામની પ્રાપ્તીને હું ઇચ્છુંછું. વિચારોને પિતાજી, આપની નજર આગળ અનેક પ્રાણીઆ પોતાનું બોળું કુટુંબ, અથાગ ધન, મોટી મહેલાતો, અધિક અધિકાર અને વિશાળ રાજ્યો, એ સર્વ મૂકીને એકા એક ખાલી હાથે પેદા કરનારની હજૂરમાં ચાલ્યા ગયા છે; પણ આંહીઆંથી તેઓ એક દમડી બાર સાથે લેઈ જઇ શક્યા નથી. માત્ર દયા, પરોપકાર અને ઇશ્વર સ્મરણજ સાથે આવે છે. પણ પિતાજી, તેને વોરી જનાર વીરલાઓને જન્મ આપનાર જનેતા ઘરોઘર હોતી નથી,

શા.—મારા હૈડાના હાર, તારી બાલ્યાવસ્થા છતાં તું આવા પ્રૌઢ વિચાર જણાવે છે, તે થોડું હર્ષ યુક્ત નથી પણ પછી તારૂં હસતું વદન હું કયે દહાડે અને કયે ઠેકાણે દેખી શકું!

સે.—અરે પિતાજી, આવી સોનાસમી તકે આપનું પૂર્ણ જ્ઞાન ક્યાં ગયું? તમે અને હું કોણ છીએ? ફક્ત રૂણાનુબંધે આપણને જૂજ વખત સાથે વસાવ્યા તેથી શું થયું? વળી આપ સત્યવક્તા, ટેકી અને એકવચની છતાં આ વખત આપના એ મહાન ગુણો ક્યાં સંતાઈ ગયા? મને પૂર્ણ ખાત્રી છે કે આપનું પૂર્ણ જ્ઞાન અને એ ગુણો સદા આપના પ્રાણસાથે જોડાએલા છે, પણ આપ મારી પરીક્ષા કરોછો, પિતાજી, આપને વિશેષ બોધ કરવાને હું યોગ્ય નથી, કેમકે આપ સર્વ ગુણ સંપંન છો, તોપણ આ વખતે આપની હિંમતને ટેકો આપવાને માટેજ મે બોલ બોલુંછું, કે સંકટને સમયે ઈશ્વર સજ્જનોને સહાય કરેછે,

જુઓને શીબી રાજાએ શરણે આવનારની સહાય કરવી અને આશા સહીત આવનારની આશા પૂર્ણ કરવી, એવું પણ લીધું ત્યારે તે પણ મૂકાવવા ઇંદ્ર તથા ધર્મ રાજા ધાયા. ધર્મે હોલાનું અને ઇંદ્રે પારધીનું રૂપ લીધું. પછી હોલો ઉડતો ઉડતો શીબી રાજાને શરણે તેના ખોળામાં આવીને પડ્યો, ત્યારે જે પારધી તેને પકડવાને પાછળ પડ્યો હતો તેણે આવીને રાજાની પાસે હોલાની માગણી કરી. છેલ્લે રાજા અને પારધી વચ્ચે એવો ઠરાવ થયો કે રાજાએ પોતાના શરીરમાંથી હોલાની બરોબર માંસ આપવું. પછી એક છાબડામાં હોલાને બેસાડ્યો અને બીજા છાબડામાં મૂકવા સારૂ પોતાના શરીરમાંથી માંસ કાઢવા માંડ્યું, ત્યારે નરનારાયણે એ ઇશ્વર ભક્ત રાજાની વહાર કરી, એ એક વખત આપ પોતેજ કોઈની પાસે કહેતા હતા તેશું આપ વીસરી ગયા? તેમજ હરિશ્ચંદ્ર, તારામતી અને રોહિદાસનું રૂવાટાં ઉભાં થાય તેવું તથા વજ્જર સમી છાતી વાળા પારધીને પણ દયા આવે એવું ચરિત્ર શું આપ જાણતા નથી? વળી શ્રીકૃષ્ણે અને અર્જુને મોરદ્ધજ રાજાનું સત છોડાવવા જે પ્રયત્ન કરેલછે, એ સંબંધી સર્વ હકીકત આપ જાણોછો તોપણ એ દાખલો સમયાનુસાર હોવાથી તાજો કરૂંછું તે સાંભળો શ્રીકૃષ્ણે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લેઈ તાંમ્રપુરીના મોરદ્ધજ રાજાપાસે આવી અતિ પોકાર કરી જાહેર કર્યું, કે હે રાજા હું બ્રાહ્મણછું, મારી વૃદ્ધાવસ્થા થઈ ત્યારે મને ફક્ત ( અર્જુન તર્ફ આંગળી કરીને ) આ એક પુત્રની પ્રાપ્તી થઈ છે; પરંતુ તે પુત્રનો ભોગ એક રાક્ષસ માગેછે. જો પુત્ર આપું તો વાંઝીઓ થઉ અને ન આપું તો તેનો દ્રોહી થઉ. મારા પુત્રના બચાવમાં રાક્ષસ એટલું કહેછે કે જો મોરદ્ધજ રાજા-

નું જમણું અંગ આણી આપ તો તારો પુત્ર બચે, નહીં તો તે કાંઈ કાળે બચવાનો નથી. હે કષ્ટ હરણ ભૂપ, આ વખતે તું અમારૂં રક્ષણ કરીશ એમ ધારી તારે શરણે આવ્યાછીએ. એટલે રાજાએ ઉત્તર આપ્યો કે મહારાજ, આપ નચિંત રહો. જો મારા જમણા અંગથી આપના પુત્રનું રક્ષણ થતું હોય, તો હું આ મારૂં જમણું અંગ આપને અર્પણ કરૂંછું. પૂર્વ જન્મનાં જો પૂર્ણ પુન્ય હોય, તોજ મારા દેહસાટે તમારો પુત્ર બચે એટલામાં રાજાસાટે તેની સ્ત્રી તથા પુત્ર તૈયાર થયાં, પણ બ્રાહ્મણે રાજાનુંજ અંગ માગ્યું તેના આગ્રહથી તેની સ્ત્રી તથા પુત્રે કરવત વતી તેને ઉભો વેરવા માંડ્યો. આ વખતે રાજાની ડાબી આંખમાંથી આંસુ પડ્યાં, તે જોઈ બ્રાહ્મણે રાજાનો તિરસ્કાર કર્યો, કે હે રાજા તુ તારા દેહનો બળાપો કરેછે, તેથી તારો દેહ મારે કામ આવશે નહીં. ત્યારે રાજાએ કહ્યું કે હે વિપ્ર, મારી ડાબી આંખમાંથી આંસુ પડ્યાં, તે દેહ દુઃખને લીધે નહીં પણ ડાબા અંગના વ્યર્થપણાને લીધે. મારૂંડાબું અંગ બળાપો કરેછે કે જમણું અંગ કેટલું બધું ભાગ્યશાળી છે કે તેને બદલે તમારા પુત્રનું રક્ષણ થશે અને હું કેટલું દુર્ભાગ્ય કે મારો તિરસ્કાર થાય છે. પછી બ્રાહ્મણે દેહ વેરવાની આજ્ઞા આપી. આવા સંકટમાં મોરદ્ધજ રાજાની વિશ્વંભરે વાર કરી એ આપના કહેવાથીજ હું જાણુંછું, છતાં આપ પોતે શા સારૂ શોચ કરોછો ? અરે પિતાજી, જુઓને, દાશી પુત્ર કરણે દેહનું દાન આપી ઈશ્વરનું ઓળખાણ કર્યું એ ઐતિહાસિક દૃષ્ટાંત આપ કાં વીસરી જાઓ ? આવાં અનેક ઉદાહરણો મશહૂર છે પણ તે સઘળાં કહી બતાવવા જેટલો વખત નથી; માટે હે પિતાજી, આટલેથીજ સાવધ થાઓ

અને મારા દેહનો ભોગ સાધુને આપી સંતોષો. એટલે શાહ ઉઠી ઘર તરફ ચાલ્યા. ચેલૈયો પણ ખંભે પાટી અને દફતર લટકાવી, કાને વતરણું ખોશી, ટુંકી ટુંકી ચટકતી ચાલ ચાલતો શાહની સાથે ઘરે જવાને નીકળ્યો.

રસ્તામાં તેને જોનારાં માણસો બેહદ કલ્પાંત કરવા લાગ્યાં દયાળુ સ્ત્રી પુરૂષોની આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. તેઓ અન્યોઅન્ય વાતો કરવા લાગ્યાં, કે, અરે ભગવાન, આ મનહર મુખડા વાળો ચેલૈયો હર્ષ ભેર ચાલ્યો જાયછે, પણ થોડી વારમાં હતો ન હતો થઈ જશે. અરે ચેલૈયા, તું તારે ઘરે ન જા, પણ અમારીપાસે આવ તારો વેરી પિતા તને મનુષ્યાહારી રાક્ષસપાસે લેઈ જાયછે, માટે તું અમારી સહાયતામાં આવી પ્રાણ ઉગાર પ્રાણાંતસુધી અમે તારૂં રક્ષણ કરશું.

લોકોનો આવો પારાવાર અફસોસ, બેહદ દિલગીરી, અને શોકાવેશી બૂમરાણ સાંભળીને ચેલૈયો તેઓ પ્રત્યે બોલ્યોકે અરે મારાં હિતેચ્છુ, સ્વગ્રામી સાથીઓ, તમે કાંઈ પણ કલ્પાંત કરશો નહીં. ધીરજનાં ફળ મીઠાં છે. આ વખત મારા પિતાશ્રીનું શરણ છોડવું એ ઉત્તમ ન કહેવાય. વળી વહેલું અગર મોડું એકવાર મરવાનું છે, તે કાંઈ મિથ્યા થશે? આટલી વાત લોકો સાથે કરી તે શાહની પછવાડે દોડ્યો * ત્યારે લોકો શાહને કહેવા લાગ્યા કે અરે શાહ, આખી આલમમાં આપ પોતે પરોપકારને

* અત્યાર સુધી ચેલૈયાએ શાહ તથા લોકોને પોતાના જે વિચાર જણાવ્યા તે ઉપરથી ઘણા વાંચનારાઓને શંકા થશે કે નિશાળે ભણનારા નાના છોકરામાં આટલું જ્ઞાન, વિવેકને વૈરાગ્ય

દયાઆદિ સદ્‍ગુણોથી સણગરાએલ નમુના રૂપછો, છતાં આ વખત આપની છાતી છેકજ નિર્દયને પથ્થર સમાન કેમ થઈ ગઈ? આવો સુંદર ચેલૈયો, જેની કોમળ કાંતી એટલી છે કે તેના વદન ઉપર આપણે જરા આંગળી અટકાડીએ તો હીંગળા જેવી લાલાશ પડી રહે. વળી તે તમારો એકનો એકજ પ્રિય પુત્ર છે, તેનો ભોગ ભટકતા ને નિર્દય અઘોરીને આપવાને તમારી છાતી કેમ કબૂલ કરેછે?

**શા.**—અરે ગામના ગાંડા લોકો, ઈશ્વરેચ્છા બળવાન છે. વિધિની મરજી વિરૂદ્ધ કાંઈ પણ બનતું નથી. ભાવી કદી મિથ્યા હોય નહીં. સવારની સાંજ કરવાને કોઈ પ્રાણી સમર્થ નથી. માટે તમે અમારી ફિકર તજીદ્યો. કેમકે ભૂચર, જળચર ને ખેચર માંહિના હલકામાં હલકા પ્રાણીઓની વિશ્વંભર સંભાળ રાખેછે, ત્યારે પ્રાણીમાત્રમાં માણસ ઉત્તમ ગણાયછે, તેની તે સંભાળ નહીંલે? મને તો ભરૂસો છે કે જરૂર તે અમારી વારે ધાશે. વળી તમે કાં ભૂલો? આમાં હતું શું? અને જવાનું શું છે? માણસ સદાએ મર્ણના પંજામાં છે. પ્રાણને વય છેજ નહીં, વાસ્તે ઈશ્વરેચ્છાને શરણે થવું એ આપણો ધર્મ છે. સુપાત્ર સાધુને તમે અઘોરી અને નિર્દય ધારોમાં. વિશ્વંભરની પેરણાથીજ આ બધું

---

સંભવે નહીં, પણ ઈશ્વર કૃપા બળવાન છે. ધ્રુવને પાંચ વર્ષની ઉમ્મરથીજ વૈરાગ્ય થયો હતો. પ્રહલાદને પણ નાનપણથી વૈરાગ્ય થયાનું ઘણાએ વાંચ્યું હશે. વળી આપણાં મહારાણી વિક્ટોરિઆ કેસરે હિંદના સ્વર્ગવાસી ભરથાર પ્રિન્સ આલબર્ટની બુદ્ધિ બહુ વહેલી ખીલી હતી. તેઓ ૭ વરસના થયા પહેલાં તેમણે પ્રતિ દિવસે બનતા બનાવની નોંધ ચોપડીમાં લખવા માંડી હતી.

થાયછે, માટે તેની કડુ દૃષ્ટી વોરો નહીં. આપણા દેહની તો શું પણ અસંખ્ય બ્રહ્માંડોની હયાતી ઈશ્વરેચ્છાને આધારે રહેલીછે. આપણું ધારેલું કાંઈ કામ આવતું નથી. કારણકે ઉત્પત્તિને લય વા સરજવું ને નાશ કરવો એ સત્તા ઈશ્વરે પોતાનેજ સ્વાધિન રાખેલી છે, ત્યારે મારા જેવા પામર પ્રાણીને શિર દોષ શા માટે મૂકોછો ?

આ પ્રમાણે શાહ પોતાનું નિર્દોષપણું કહી બતાવી, ચેલૈયાસહિત ઘરે આવ્યા. ચેલૈયાને દેખતાંજ શંગાવતીની એક આંખમાંથી શ્રાવણની ને બીજીમાંથી ભાદ્રવાની નીકો વહેવા લાગી. તે મનમાં સંતાપ કરવા લાગી કે અરે ભગવાન, મજસરખું અધમ પાપી દુનિઆમાં કોઈજ નહીં હોય. દીકરાના દેહ ઉપર કુદરતી આફત આવેલી હોય, તે સહન થતી નથી, ત્યારે આતો સ્વહસ્તે વધ કરવાનો વખત આવ્યો. હે વિશ્વંભર, તેં મજ સરખી દુર્ભાગ્ય માતાના ઉદરમાં આવો રત્નરૂપ પુત્ર શાસારૂ આપ્યો ? ભલા ભગવાન, આ કૃત્ય કરવાથી હું કોણ કહેવાઈશ ! અરે વિશ્વંભર, આ અઘોર કર્મ મારાથી કેમ કરાશે ? હે દયાસિંધુ, આ વખતે તું મને નરકના કુંડમાં નાખવાને ધારતો હોય, યા મોટા અગ્નીમાં પ્રવેશ કરવાનું ફરમાવતો હોય, તો તે કરવાને હું તૈયાર થઈ શકું, પણ આ અધમ કર્મ કયે હાથે કરૂં ? જે હાથોએ અહરનીશ તેનું લાલનપાલન કર્યું છે, જે હાથોએ તેનું અહરનીશ રક્ષણ કર્યું છે, તેના તેજ હાથ આજ અઘોર કર્મ કરવાનો હુકમ કેમ માનશે ? આવી રીતે શોક કરતાં તે બેશુદ્ધ થઈ ગઈ.

**અ.**—અરે ભકતજન, મારો ભોજનનો વખત વીતી જાયછે.

**શા.**—મહારાજ, આ ચેલૈયો નિશાળેથી આવી. આપને પ્રણામ કરી, આપની સેવામાં ઉભેલો છે, માટે ઘટિત આજ્ઞા આપો.

**અ.**—તમે દંપતિ સારાં સારાં વસ્ત્રાલંકાર પહેરી આ મારી ઓળી માંહિની કરવતીવડે ચેલૈયાને વહેરો. તમારે સંભાળવાનું છે, કે જો તમે જરાપણ કલ્પાંત કરશો તો પછી તેની માટી મારે કામ આવશે નહીં.

**દંપતિ.**—એમજ ?

**અ.**—ત્યારે બીજું શું ?

**દંપતિ.**—વારૂ, મહારાજ, તેમ કરીએ.

**શા. (શંગાવતીને).**—આ વખત ખરી દૃઢતા રાખવી. જેવી દૃઢતા અત્યાર સુધી રાખી રહીછું, તેવીજ રાખવા મારી સલાહ છે. મને ખાત્રીછે, કે તું તારૂં વ્રત પૂર્ણ કરીશ, તોપણ સ્ત્રી છું માટે અબળા થઈ બેસતી નહીં. હવે દરવાજાનાં બારણાં બંધ કરો.

**શં.**—બારણાંતો ક્યારનાંએ બંધ કરાવેલાં છે, અને એ ઉઘાડવાનું કામ હજારો હાથ વાળા તર્ફ સોંપુંછું. પેટીમાંથી આપણાં વસ્ત્ર ને ઘરેણાં કાઢ્યાંછે, તો હવે આપણે પહેરી લઇએ.

**ચે.**—પિતાજી, વહેલા વહેલા પધારો તો સારૂં. પરોણાને ભોજન કરાવતાં બહુ અસુર થાય તે ઠીક નહીં.

**શા.**—જોયું, સુપુત્ર ચેલૈયો એદને બદલે પ્રાહુણાની પરોણાગત કરવામાં આં છેલ્લી ઘડીએ કેટલો તત્પર થઈ રહ્યો છે !

હવે હું તૈયાર તો થયો પણ આંખે અંધારાં આવેછે. વળી એટલો અશક્ત થઈ ગયોછું, કે અહીંથી ઉઠી શકાતું નથી. તું આંહીઆં આવ. હું તારા હાથનો ટેકો રાખી ઉભો થઉં.

**શાં.**—હું આ આવી. મારી પણ એજ દશા છે.

**શા.**—શું કરીએ, જ્યાં સુધી સાધુજી જમ્યા નથી, ત્યાં સુધી આપણો અન્ન ઉગારો ક્યાંથી થાય? અને હવે જમવાનો વખત આવવો, એ પણ ભવિષ્યને આધીન છે.

**અ.**—અરે ભક્તજનો, હવે હું જંગલમાં ચાલ્યો જાઇશ.

**દંપતિ.**—મહારાજ, એટલો અમો સેવકોનો શો અપરાધછે?

**અ.**—આ ચેલૈયાની માટીનું ભક્ષણ કરવાને મારૂં દિલ આતુર થઈ રહ્યું છે, છતાં તમે શા સારૂ આટલી બધી ઢીલ કરોછો? જો ચેલૈયો તમારે ગળેથી છૂટતો ન હોય, તો મને રજા આપો, કેમકે મેંતો પહેલેથીજ તમને કહેલું હતું કે અમને અધોરીને નોતરવાની વાત છોડીદ્યો, તેમ છતાં મને આંહીઆં તેડી લાવ્યાં તો હવે શાસારૂ બેસાડી મૂકોછો?

**દંપતિ.**—મહારાજ, આ ચેલૈયો અને અમે સૌ આપની હજૂરમાં હાજર છીએ, અને અમારા સર્વના દેહ આપને અર્પણ કરીએ છીએ.

**અ.**—ચેલૈયા એકલાનીજ માટીનું ભક્ષણ કરવાની મારી મરજીછે. તમારી માટીની હું ચાહના રાખતોજ નથી.

**શાં.**—ચાલો પ્રાણનાથ, કમર કસો. વજ્જર સમાન છાતી કરી આ કરવત ગ્રહણ કરો.

**ચે.**—મારાં શુભેચ્છકો, પ્રથમ પહેલું મારા ગળા ઉપર ક-

રવત મૂકી ધડને માથુ ઝટ જુદાં પાડી દ્યો એટલે પછી મને વેદના થવાપણું રહે નહીં.

**દંપતિ.**—બાપલા, હાથના દેવતા ઉડી ગયા છે; આ વખત તે છેકાછેકજ જૂદા પડી ગયા છે; કરવત ગ્રહણ કરવાનો હુકમ માનતા નથી; પણ હવે બળાત્કારે હુકમ મનાવ્યા સિવાય બીજો ઉપાય નથી.

**બ.**—અરે ભક્તો, તમે આંખો મીચી મુંગે મોઢે કરવત શા સારૂ ખેંચોછો? આંખો ઉઘાડી ગીત ગાતાં જાઓ ને કરવત ખેંચતા જાઓ.

**દંપતિ.**—વારૂ મહારાજ, તેમ કરીએ.

## (પ્રભુ પ્રત્યે પ્રાર્થના.)

"નાથ કેસે ગજકો બંધ છોડાયો." "એ દેશી."

હરી હર વિનતિ સુણોને અમારી, અહર નીશ આશછે અમને તમારી; હ.
બાળપણે બહુ લાડ લડાવ્યો, હૃદયશું ચાંપી અપારી;
ઉર થકી કદી અલગ કર્યો નથી, સેવામાં સોંપ્યુ તમારી. હરી
મનહર મુખડું ને મીઠડી વાણી, ગુણ ગરવા ગીરધારી;
અર્પણ અર્પિએછી અવીનાસી, સદ્ય તે લેગો સ્વીકારી. હરી૦
વય છોટી છતે બુદ્ધિ મોટી, ઇશ્વર દ્રઢતા અપારી;
સકળ ગુણો શોભે અતિ સારા, પિતુ ભક્તિ બલીહારી. હરી૦
લોક લજ્જાનો ત્યાગ કર્યો તે, જાણોછો જુગદાધારી;
સેવક જનની સાહ્ય કરો પ્રભુ, વારે ચડો વિશ્વાધારી. હરી૦
હરિ હજૂરમાં હરકત હોયે, છાજે નહીં સુખકારી;
કષ્ટ વિદારણ કષ્ટવિદારી, હસ્ત ગ્રહોને મોરારી. હરી૯

શં.—પ્રાણનાથ, જે આ માથુ જાદુ પડી ગયું છે, તે આ શીંકા ઉપર મૂકોને, કેમકે થોડો વખતતો આપણે તેનું મુખડું જોઇ શકીએ.

શા.—અરે ગાંડાઇ કાં કરો? હવે એમાં શું રહ્યું છે.

શં.—ના, પ્રાણનાથ, આ મારી વિનતિ દયા કરો સ્વિકારો.

શા.—તો તમારી મરજી; હું કાંઇ ના કહેતો નથી.

દંપતિ.—મહારાજ આપની ઇચ્છા પ્રમાણે થયેલ છે, માટે હવે કૃપા કરી બાજોઠપર બિરાજો.

અ.—ઠીક, હું આવુંછું. (ચોતર્ફ નજર કરીને) અરે, તમે કેવાં કપટી છો? આ એકલું ધડજ તૈયાર કર્યું, ને માથાની તમને માયા લાગી કાં? આ એકલા ધડનો હું આહાર કરૂં નહીં. મારે તો માથું જોઇએ છીએ. શીંકાપર સંતાડેલું માથુ ખાંડી તૈયાર કરી આપો.

દંપતિ.—વારૂ મહારાજ, આપની આજ્ઞા.

શા.—ચાલો ઉતારો. હવે તેટલું બાકી રહેલું છે.

શં.—પણ હું ઉભી થવા જાઉંછું કે ચક્કર આવે છે.

શા.—મારી પણ તેવીજ સ્થિતિ છે.

અ.—અરે શાહ, શા વિચારમાં બેઠા.

શા.—મહારાજ, કાંઇ વિચાર નથી. શક્તિ વિના શીંકેથી માથું ઉતારી શકતાં નથી, માટે બેઠાં છીએ.

અ.—આ મારી લાકડી લ્યો, ને તેવડે નીચું પાડો.

શં.—સાંભળ્યું, માથુંતો મારા ખોળામાં આવી પડયું, પણ હવે તો હું છેક હારી ગઇછું તેમાંએ વળી આ મુખડાપર હાથ ચલાવવાના.

**શા.**—શું કરવું, આટલેથી ઉકલતો ગંગ નાહ્યાં.

**અ.**—વળી પાછાં આંખો મીચી મુંગે મોઢે મંડચાં કે, હાથમાં જોર રાખી, ગીત ગાતાં જાઓ ને ખાંડતાં જાઓ.

**દંપતિ.**—મહારાજ, તેમ કરીએ. (ઇશ્વર પ્રત્યે.)

**શિખરિણી છંદ.**

અરે વિશ્વા ધીશા, પરમ સુખદાતા પ્રભુ તમે,
દયા સીંધુ દેવા, અતિ દુખ સહાતાં નથિ અમે;
વપૂ વીષે શક્તી, વિભુ વિનવવાને નથિ રહી,
અતી દૂખોમાંથી, પ્રભુ વર ઉગારો કર ગ્રહી.
ક્ષમા માગે ભક્તો, નરહર હવે તો સુખ કરો,
અનાથોના નાથો, નિજ તનુજ કેરાં દુખ હરો;
સદા સંભાળો છો, સુરજ ગ્રહ તારા વળિ મહી. અતી૦
કરે હાંસી લોકો, નથિ સહન થાતી અમ થકી,
હવે લેશો શુદ્ધી, તનુજ મન ધારે મન નકી;
દયાળૂ દૃષ્ટીથી, અહર નિશ સોદી ચિત ચહીં. અતી૦
હવે વારે વેલા, જન સુખ પધારો દિન તણી,
ધણી ધાયા વીના, સુખ નવ મળે ધાર્મિક ધણી;
દયા થાશે જ્યારે, હરકત હજારો લય તહી. અતી૦

**શાં.**—હવે સાધુજી કાંઈ કહે એવું લાગતું નથી.

**શા.**—પકવાનો પીરસ્યાં, ત્યારે આટલું ધારવામાં હતું?

**શાં.**—નારે, આમાંનું કાંઇએ ધારતાં નહોતાં.

**શા.**—મહારાજ, આજ્ઞા પ્રમાણે તૈયાર છે.

**અ.**—બહુ સારૂં, આ બેઠો. ચાલો પીરસો.

**શા.**—લ્યો, મહારાજ.

**અ.**—તમે નહીં, ગૃહસ્થને ત્યાં સ્ત્રીઓ પીરસે.

**શાં.**—હું પણ હાજરજ છું. લ્યો હું પીરસું.

**અ.**—માઈ શંગાવતી, હું એકલો બેસું તે ઠીક નહીં, માટે મારી જોડે તમારા પુત્રને જમવા બેસાડો.

**શા.**—(સજળ નેત્રે) મહારાજ, મારે જે એકજ પુત્ર હતો તેતો આપને અર્પણ કરી બેઠીછું. હવે કોને બેસાડું?

**અ.**—જો વળી પંચાત પડી. તમારે બીજો પુત્ર નથી, ત્યારે તો તમે વાંઝીઆં કહેવાઓ. મારો નિયમ એવો છેકે વાંઝીઆના ઘરનું કે તેમના હાથનું જમવું નહીં; માટે મારા નિયમ પ્રમાણે તમારી સામગ્રીનો સ્વિકાર કરી શકતો નથી.

અભ્યાગતનાં ઉપલાં વાક્યોએ દંપતિનાં હૈડાં ભેદી નાખ્યાં. હવે તેમના ખેદની સિમા આવી રહી. બંને હૈયા ફાટ ખેદ કરવા લાગ્યાં, કે હે હરિ, હવે શો ઇલાજ કરવો! એકે ઇલાજ સૂજતો નથી. છેવટનો એટલોજ ઇલાજ રહ્યો છેકે પૃથ્વી મારગ આપેતો તેમાં શમી જવું. ઓહોહોહો!! અરે અવિનાશી, આપ અનાથોના નાથ, નોધારાંના આધાર છતાં અમો પામર ઉપર આટલી બધી કરડી નજર કરવી જોઇતી નથી. આ અસહ્ય દુઃખ હવે સહન થતું નથી. હે જગદીશ્વર, અમારી છેલ્લી એટલીજ વિનતિ છે કે હવે તું અમને આંહીઆંથી તરત ઉપાડી લેવરાવ. પાપનાં પુંજનો પાર રહ્યો નથી, તોપણ આત્મ હત્યાથી મુક્ત કરાવ. અરે નરનારાયણ, આપ સર્વ વ્યાપક છતાં આ વખતે અમો નિર્ભાગીઆંને તેં છેકા છેકજ વીસારી મૂક્યાં? શિવ, શિવ, આ દુર્ભાગ્યનો છેડો ક્યારે આવશે? અરે વિશ્વંભર, આવું અઘટિત તારી સુકિર્તીને કલંક રૂપ છે; જે કલ્પ અમને સ્વપ્ને પણ છાજે

નહીં, તેવાં કૃત્ય તેં અમારી પાસે કરાવ્યાં. છેલ્લે દીકરા સરખી રત્ન રૂપ દેહીને રોળાવી નરકનિવાસી બનાવ્યાં છતાં ભક્તિ બર આણી નહી. હે પ્રભુ, હવે એક ક્ષણ પણ જીવવું ગમતું નથી, માટે આ અભાગીઆ દેહનો વેહેલો અંત આવે એમ કરો. વિશ્વંભર, તું સર્વ સ્થળે બિરાજેલ છું, તેમ છતાં નાસ્તિક મત કાં પ્રબળ કર? ઠીક તને જે સૂજ્યું તે ખરૂં. તારી માયાનો કોઇ પાર પામતો નથી. કદાચ તું સારાને માટે કરતો હોઇશ, પણ હવે અમારી હિમત હાથ રેહેતી નથી.

## લલિત છંદ.

અરર ઇશરે વિશ્વના પતી, મતિ તણી ગતી ના રહી રતી;
ધિરજ ના રેહે દીલ ધારશો, દુખ સલીલથી સદ્ય તારશો.
અરર હાયરે પુત્રતો ગયો, પણ મનોર્થ તો સિદ્ધિ ના થયો;
પતિત પાવના પાર આણશો, દુખ સલીલથી સદ્ય તારશો.
હરિ હવે કૃપા દૃષ્ટિ તો કરો, વિનતિ દાસની ધ્યાનમાં ધરો;
કરગરી કહું છું ઉગારશો, દુખ સલીલથી સદ્ય તારશો.
તવ કૃપા થકી વિશ્વ સૌ વસે, તવ કૃપા થકી સિદ્ધિ તો થશે,
હરિ હકીમ થૈ ને પધારશો, દુખ સલીલથી સદ્ય તારશો.
દુખ બહુ સહ્યાં ધ્યાનમાં ધરો, હરિ હવે સઉ હર્કતો હરો;
વિપત સોબદીને વિદારશો, દુખ સલીલથી સદ્ય તારશો.
મદદ તો કરો ઇશ આ ઘડી, સરવ વ્યાપકા વારમાં ચડી;
બળતિ આગને આવિ ઠારશો, દુખ સલીલથી સદ્ય તારશો.

"બેડો બાઇ બૂડતો તારોરે અંબે આઇ પાર ઉતારો" "એ દેશી"

હરી હવે હીંમત આપોરે, કાંતો કાળાં કષ્ટને કાપો. ટેક.
ડર દિલ રાખી ચેતી ચાલ્યાં છીએ, ઉરમાં વિચારો આપ;

દાવા નળનાં ભોગ થયાં તેતો, પૂર્વનાં હશે પાપ. હરી૦
કાંતો પ્રભુ અમે કલંક મૂક્યાં હશે, કુંવારી કેરે શીર;
સાસરવાસણી સુંદરી કેરાં, કાં ચોર્યાં ભૂષણ ચીર. હરી૦
કાંતો ડુંગરડે દવ મૂકીને, પ્રાણીના લીધા પ્રાણ;
માત પીતાથી બાળ છોડાવ્યાં, એનાં નડે છે એંધાણ.હરી૦
કાં તપસીના તપને છોડાવ્યા, વાલામાં કરીઓ વિરોધ;
ચાલતી નીકે કાં ચરણને મૂક્યો, તેથી કરોછો કરોધ. હરી૦
કિરતાર તમે કરતુક ઉપર, નજર કરોના નાથ;
દુખીઆરે દેખી તનુ જોરે પેખી, હઠ તજી ઝાલો હાથ.હરી૦
પ્રહલાદ કેરી પતતો રાખી, રે નર તારક નેક;
દ્રૌપદી ને, હરીચંદ્રજ કેરી, તારી તો દીધી ટેક. હરી૦
કૈ ભક્તો તણી બાળ લીધી હરી, અમપર શો છે રોષ;
હાથ ગ્રહો હરી દયા કરીને, દાબીને સઘળા દોષ. હરી૦

**શં.**—સ્વામીનાથ, હવે આપને કાંઈ ઇલાજ સૂજ્યો?

**શા.**—હા, હવે આપણા પ્રાણનું દાન આપીએ.

**શં.**—મને એક ઉપાય યાદ આવ્યો છે, પણ સાધુજી માનશે કે નહીં, એ વિષે સંદેહ રહેછે.

**શા.**—શો ઇલાજ સૂજ્યો, મને જણાવોતો ખરાં.

**શં.**—હું છેલ્લું નહાવણ નાઇધું, તેને પાંચ માસ થયા છે, તેથી આપણે વાંઝીઆં ન કહેવાઇએ.

**શા.**—એથી અર્થ સરે એવું લાગતું તો નથી. તોપણ ચાલો હકીકત કહી સંભળાવીએ.

**અ.**—અરે ભાવિકભકતો, હવે જય નરસિંહ.

**દંપતિ.**—ના, મહારાજ, તેમ થાય નહીં.

**અ.**—પણ હવે આપણો કોઇનો ઇલાજ રહ્યો નથી.

**દંપતિ.**—આપ થોડી વિનતિ સાંભળશો ?

**અ.**—શું સાંભળું ? હુંતો વાંઝીયાનું મેઢું પણ જોતો નથી, માટે તમારે મારી સન્મુખ આવવુંજ નહીં.

**શાં.**—આપ સન્મુખ આવવાની ના કહોછો, તો આ એક છેલ્લી વિનતિ કરૂંછું તે કૃપા કરી સાંભળશો ?

**અ.**—જે વિનતિ કરવી હોય, તે સત્વર કરીલે.

**શાં.**—મહારાજ, મારા ઉદરમાં પાંચ મહિનાનો ગર્ભ છે, તેથી અમે વાંઝીઆં કહેવાઇએ નહીં, માટે કરગરીને કહુંછું કે અમારી વિનતી સ્વિકારો.

**અ.**—તારૂં બોલવું સર્વ માન્ય ન ગણાય.

**શાં**—હું આમાં કાંઇ મિથ્યા બોલતી નથી.

**અ.**—એમ હું તારો ભોળવ્યો ભોળાવાઉં નહીં.

**શાં.**—મહારાજ, આમાં ભોળવવાનું કાંઇ નથી.

**અ.**—તારા ઉદરમાં ગર્ભ છે, તેની ખાતરી કેમ થાય ?

**શાં.**—બહુ સારૂં, આપને ખાતરી જોઇએ છીએ, તો તે બતલાવવા તૈયારછું. અમેતો નિશ્ચય કર્યોછે કે **अर्थ साधयामि, किंवा देहं पातयामि.**

શૂરાવેશમાં સિંહણની પેઠે પગ પછાડતી એકદમ ઉભી થઇ, ઘરમાંથી મોટી છરી લાવી, પ્રથમ ઇશ્વર પ્રાર્થના કરવા લાગી, કે પરમાત્મા, પરમદયાળુ, સર્વવ્યાપક, જગતનિયંતા, વિશ્વાધિપતિ, તેં અનેક ભક્તોની લાજ રાખી છે. આ વખતે તારી ને મારી લજ્જા ભેગી છે. એમ કહી છરીનો હાથો બે હાથે પકડી નીચલો હોઠ દાંતે દબાવી ઘણા જોરથી પાળી પેટમાં મારવા જાય છે,

તેવામાં તરત ઇશ્વરે આવી દરશન દેઈ, હાથ ઝાલી રાખ્યા.

ઈશ્વર.—શાબાશ ભક્તજન, શાબાશ. તમારી ભક્તિને, તમારી ટેકને, તમારી હિંમતને ને તમારી દ્રઢતાને શાબાશ છે. આ વખતે તમે પૂરણ ખાતરી કરી બતાવી. હવે હું તમારા ઉપર પૂર્ણ પ્રસન્ન થયોછું, માટે જે વરદાન તમારે માગવું હોય, તે સુખેથી માગી લ્યો.

દંપતિ વારમવાર પ્રણામ કરી હાથ જોડી સન્મુખ ઉભાં રહ્યાં. પ્રથમ સાષ્ટાંગ પ્રણામ કરી પ્રાર્થના કરવા લાગ્યાં કે હે વિશ્વાધિપતિ અમને પૂર્ણ ખાતરી હતી કે આપ જરૂર અમારી વારે ધાશો, એ ખાતરનિશા થઈ. હવે અમે એટલુંજ વરદાન માગીએ છીએ કે આ પુત્ર ચેલૈયાને સજીવન કરી તથા અમારા સર્વનો ઉદ્ધાર કરી આપના ચરણારવિંદ વિષે અમારો નિવાસ કરો.

ઈશ્વર.—ભક્તજનો, મારૂં વચનછે કે તમારા સર્વ મનોર્થ સિદ્ધ થશે. ચેલૈયાની સર્વ ચિંતા તજીદ્યો. તેતો નિશાળે ભણે છે ને થોડી વારમાં ઘરે આવશે. (એટલું બોલી ઈશ્વર અલોપ થયા.)

ઇશ્વરે આપેલા વચનપર આકીન રાખી દંપતિ ચેલૈયાની વાટ જોઈ બેઠાં હતાં, તેવામાં તે પોતાના ભાઇબંધો સાથે રમતો રમતો ઘરે આવ્યો. તેને ચટકતી ચાલે આવતો દેખી દંપતિ સામાં દોડયાં, અને ગદ ગદ કંઠે. ભુજા શિખ્ય આપી છાતી સાથે ચાંપી મુખ ચુંબન કર્યાં.

## સમાપ્ત.

## આ વૃત્તાંત પરથી આપણે શું વિચારવું ?

ઉપરના વૃત્તાંતમાંથી એમ નીકળી આવ્યું કે સગાળશાહ અને શંગાવતીને ઇશ્વરે સાક્ષાત દર્શન આપી ચેલૈયાને સજીવન કર્યો. આ પ્રાચીન દૃષ્ટાંતમાં કેટલીક સચ્ચાઇ અને કેટલી અતિશયોક્તિ છે, તે વિચારવાનું કામ પ્રિય પાઠકો અને સુજ્ઞ શ્રોતાઓની મુનસફીપર સોંપું છું. તથાપિ એટલું તો નકી કહી શકાય છે કે તેઓ દૃઢ ઇશ્વર ભક્ત હતાં. દયા અને દાન એજ તેમનું કર્તવ્ય હતું. પોતાની ધારેલી ધારણા પાર પાડવાને તન, મન અને ધન ખર્ચતાં પાછીપાની કરી નથી. તેઓ ઘણી સદી પહેલાં થઇ ગયા છે, છતાં આજ સુધી તેમના ગુણ ગવાઇ રહ્યા છે એજ તેમના સત્કર્મની સાક્ષી છે. આપણામાંના ઘણા માણસોનાં નામ તેમના પોત પોતાના ગામના લોકો પણ જાણતા નહીં હશે. પરતુ શાહના કુટુંબથી આપણા પ્રાંતમાં કોણ અજાણ્યું છે ! કોઇજ નથી ત્યારે તેઓ અદ્યાપિ લગી જીવતાંજ છે એમ કહીએ તો શું ખોટું કહેવાય ?

આ વૃત્તાંતના સંબંધમાંથી ઇશ્વર છે કે નહીં એ વાતનો પ્રથમ પહેલો નિર્ણય કરવાની જરૂર છે. સમાન નિયમસર ભ્રમણ કરતાં અનેક બ્રહ્માંડો, દરેક બ્રહ્માંડપરનાં પ્રાણી પદાર્થાદિ કુદરતીયા સ્વાભાવિક કૃત્યો, વેદાદિ પવિત્ર પુસ્તકો, અને આપણી પૃથ્વીપર વસનારા મનુષ્યોની મોટી સંખ્યાનો સ્વિકાર, વગેરેનું મનન કરતાં ઇશ્વરના અસ્તિત્વ માટે શંકા રાખવાનું કારણ રહેતું નથીં. આવાં અનેક કારણોથી ઇશ્વર છે એવું સાબીત થયું તોતે ઉપરથી એટલે સુધી આપણે માની શકીએ કે અણુ જેટલો અવકાશ ઇશ્વર વિના નથી, આપણાં સરસ કે નરસ કૃત્યો એના

જાણ્યા બહાર રહેવાં જોઇએ નહીં, પાપીઓનો પ્રલય અને સજ્જનોનું શ્રેય એજ એનો ન્યાય હોવો જોઇએ, ભાવિક ભક્તોનાં સંકટને સમયે સંભાળ લેવાની યુક્તિઓ યોજવાને એ સદા શક્તિમાન હોવો જોઇએ, વગેરે વિચાર અદ્વિતીય મતાનુસારો સ્વિકારશે, પણ પુરાણોનાં પાનાંપર ચીતરેલાં કોઇ કોઇ અસંભવિત ઉદાહરણો માન્ય કરવામાં અનેક અડચણો આડી આવે છે. મૂએલાં સજીવન કર્યાનાં પ્રાચિન અનેક દૃષ્ટાંતો આપણે સાંભળીએ છીએ, પરંતુ સાંપ્રતકાળમાં આમાંનું કાંઇ પણ આપણા જોવામાં આવતું નથી; ત્યારે આવી હદ ઉપરાંતની સહાયતા આપણે સ્વિકારવી કે નહીં? ઇશ્વર શક્તિ આગળ આમાંનું કાંઇ પણ કઠીણ નથી, પણ કુદરતના કાયદા આગળ અશક્ય મનાય. પ્રાચિન સમયમાં ગમે તેમ થયું કે થતું હોય, એ વાત બાજુપર રાખી અર્વાચિન સમયનો વિચાર કરીએ તો જણાય છે કે અયોગ્ય વિશ્વાસે રહેવાથી કાંઇપણ ફળ મળવાનું નથી. આ વિચારનું પ્રાધાન્ય વધારવા સબળ કારણો અને અનેક ઉદાહરણો મશહૂર છે, પણ આ નાનકડા પુસ્તકમાં સઘળું સમાવું અશક્ય, માટે તે સઘળામાંથી બે વર્ષ આગળ અમરેલી તાબાના ગામ તરક તળાવમાં બનેલ બનાવનો એકજ દાખલો આપું છું તે બસ થશે.

તરક તળાવમાં એક સોરઠીઓ વાણીઓ હતો, તેની અને તેના આખા કુટુંબની દૃઢ આસ્થા ગણપતી ઉપર બેઠી. તેમણે વેપાર રોજગાર છોડી દેઇ માત્ર ગણપતીનુંજ આરાધન કરવા માંડયું, તે કુટુંબમાં ૧૦—૧૨ માણસો હતાં, તે સઘળાંની સમાન વૃત્તિથી ગણપતિનું આરાધન કેટલાંક વરસ સુધી ચાલ્યું.

પછી સંવત ૧૯૩૯ ના ઉનાળામાં દૈવયોગે તેનો એક છોકરો કોલેરાનો ભોગ થયો, ત્યારે તે વાત બહાર નહીં પડતાં શબને ગણપતી આગળ નાંખી પ્રતિજ્ઞા કરીકે આને ત્રણ દિવસમાં સજીવન કરશો તો ઠીક, નહીંતો પછી અમે સૌ અમારા પ્રાણ આપીશું. વખત વીત્યો, પણ શબ સજીવન થયું નહીં, એટલે મરનારના બાપ અને મોટા ભાઇએ ઘોડીઆમાં સૂતેલાં એ બાળક સિવાય ઘરનાં નવ જણનાં માથાનો ગંજ ગણપતી આગળ કર્યો, તો પણ દુંદાળા દેવને દયા આવીજ નહીં. ત્યારે બાપે તરવારવતી દીકરાનું શિર છેદન કર્યું, તથાપિ પાર્વતીના પુત્રે મોઢેથી માંકારોએ કર્યો નહીં, આ અઘોર કૃત્યને અંતે શેઠે પણ આત્મ હત્યા કરી, તોપણ ગણપતીએ કાંઇ પ્રતાપ બતાવ્યો નહીં અને પરિણામે આખા કુટુંબની ખુવારી થઇ.

આ ઉપરથી ખાત્રી થાય છેકે ખોટી હઠથી ખુવારીજ થાય, અયોગ્ય હઠ પકડનારા પસ્તાવાના પરિણામેજ પહોંચે પરોપકાર, દયા, નીતિ, અને ભક્તિ સાથે સદુદ્યોગમાં જે સહાયતા માગે તેને તો ઇશ્વર સહાય કરે, પણ વેદ વાક્ય ખોટાં ઠરાવી દૈહિક ઇશ્વર ધારી જેઓ અયોગ્ય ભરૂસા ઉપર બેશી રહે છે તેઓતો ઝાંઝવાના પાણીથી તૃષાની તૃપ્તી ચાહનારની પેઠે નિરાશ થાય એ નિ:સંદેહ સમજવું.

આ પુસ્તકની સમાપ્તી વખતે પ્રભુ પ્રાર્થના કરવી એ યોગ્ય છે.

# પ્રભુ પ્રાર્થના.

## માલિનિ છંદ.

જય જય જગ દીશા, જગત કર્તા કૃપાળા;

પરમ કરમ કર્ત્તા, પ્રાણ દાતા દયાળા. ૧
સકળ અવનિ માંહે, વ્યાપ્ત છોહે વિધાતા;
દિન દિન કરૂણાબ્ધે, વૃદ્ધિ ધ્યો માત તાતા. ૨
સૂરજ ગ્રહ ગણાદિ, વ્યોમ વીષે પ્રકાશે;
અનુપમ અવિનાશી, તારિ તે શક્તિ ભાસે. ૩
પળ વિપળ જનોની, સ્વામિ સંભાળ ઇચ્છે;
તદપિ મુરખ પ્રાણી, પ્રેમ ભક્તિન પ્રીછે. ૪
પ્રભુ પરમ દયાથી, વિશ્વમાં વૃષ્ટિ વ્યાપે;
પ્રભુ પરમ દયાથી, મિષ્ટ મેવાદિ પાકે, ૫
પ્રભુ પરમ દયાથી, પંગુ ગીરે ચઢે છે;
પ્રભુ પરમ દયાથી, મૂક વાણી પઢે છે. ૬
પ્રભુ પરમ દયાથી, અંધતો આંખ પામે;
પ્રભુ પરમ દયાથી, દૂર્જનો દોષ વામે. ૭
ત્રિભુવન પતિ તારી, શક્તિ તો છે અપાર;
રજનિ દિવસ તારા, ચાલુ છે ઉપકાર. ૮
પ્રભુ પ્રતિ ઉપકારો, વાળવા કો સમર્થ;
નથિ નથિ જગ માંહે, પ્રાણિની પાસ ગર્થ. ૯
તુજ વિણ નથિ કોઇ, નાથ બેલી અમારો;
કર ગ્રહિ અમને આ, જગત સિંધૂથિ તારો. ૧૦

### દોહરો.

મયારામ વિનતી કરે, શાણા સજનો પાસ;
ભૂલ ચૂક કરશો ક્ષમા, ઉરમાં એવી આશ. ૧

—❦—

# ઉદાર ગ્રાહકોનાં મુબારક નામ.

સાહેબો, મહેરબાની કરીને પુસ્તક પહોંચે કે તરત કિમત મોકલાવવા કૃપા કરશો, કે જેથી ઉઘરાણીના કામથી ને ટપાલ ખર્ચના બોજાથી સેવક મુક્ત થાય.

એકેક નકલ રાખનારાઓના નામની સામે નંગનો આંકડો ચડાવેલો નથી.

**બગસરા.**—૧૨૫ આઝમ પરમાનંદદાસ હરજીવનદાસ થાણદાર સાહેબ, મહેરબાન દરબાર સાહેબો. ૫૦ આ. વાળાહરસુર લક્ષ્મણ, ૫૦ આ. વાળા જગા લક્ષ્મણ, ૫૦ આ. વાળા મુળુ ભાયા, ૩૦ આ. રેવાશંકર અંબાશંકર મેનેજર સાહેબ, ૨૫ આ. વાળા ગોદડ માત્રા, ૨૫ આ. વાળા સામંત માત્રા, ૧૦ આ. ડાકટર સાહેબ આરેન સેમીઆલ, ૫ આ. ગણેશ માંડણજી, ૨૦ શા. મંગળચંદ ઝવેરચંદ, ૫ મા. રામજીકાનજી, ૫ રા. બહેચર ધારશી, ૫મિ. ગોવીંદજી રત્નસિંહ, ૩ ગોવીંદજી નથુભાઈ, ૩ કાળીદાસ દેવચંદ, ૨ અંબારામ ભીમજી, ૨ રામજી દેવજી, ૪ બારોટ વશરામ ગોવિંદ, ૨ સુંદરજી કાળા, ૨ નથુ દેવજી, ૨ વણારશી નાગજી, ૬ રા. લક્ષ્મીરામ મયાશંકર, ૫ મે. ધાણી નરભેરામ વણારશી, ૪ મી. કપુરચંદ પુરૂષોત્તમ, ૩ રા. હીરાચંદ ધનજી, ૨ રા. જેચંદ ગોપાળજી, ૨ રા. માણેકચંદ રાગવજી, ૨ રા. બેચરઝીણા, ૨ દોશી કપુરચંદ કરશનજી, ૨ મેઘા કાળીદાસ પ્રાગજી, ૨ મેઘા પરમાનંદ ચંદરજી, ૨ શા. ઉત્તમચંદ વસ્તાચંદ, દોશી કુરજી ભાભા મા. ગોવરધન પુરૂષોત્તમ, દોશી હીરાચંદ અમરશી, રા.

ફુલભજી હરિભાઈ, ત્રીભોવન ગીરધર, ૨ રા. રામ કૃષ્ણરાવ આનંદરાવ, ૨ રા. ચુનીલાલ નર્મદેશ્વર, રા. જગજીવન પ્રાગજી, રા. ભગવાનજી ઉકાભાઈ, વાંઝા દેવજી જેઠા, વાંઝા પીતાંબર વાલા, રા. હેમચંદ જીવા, દે. ત્રીકમજી હંસરાજ, રા. માનશંકર ગણેશજી વાંઝા હીરજી કેશવજી, રાજગર રામજી વીઠલ, ૩ મિ. શિવદાસજી નારણ.

**રાજકોટ.**—૫૦ આ. જીવણલાલ હરજીવનદાસ, મે. સરવે સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબના શીરસ્તેદાર સાહેબ, (ટ્રેનિંગ કાલેજ) ૨ કલ્યાણજી બહેચર, ૨ ગંગાધર ગોવરધન, ૨ મુળચંદ નાગજી, ૨ તલકશી લવજી, લીલાધર હીરજી, ચતુરભુજ હરિરામ, જેરામ જગજીવન, વીઠલજી નરસી, છગનલાલ ગોવિંદજી, નથુરામ ધનજી, પ્રતાપરાય વિયજશંકર, લવજી પ્રાગજી, મોરારજી જગજીવન, હીરજી ઉકા, માણેકલાલ નાનજી, મોહોબતસિંહ મોતીભાઈ, શીવશંકર લક્ષ્મિરામ, પુરૂષોત્તમ મોતીચંદ, છગનલાલ શામજી, ભાણાભાઈ નાનજી, મણિશંકર મોનજી, ડાહ્યાભાઈ વીરચંદ નાગજી શામજી, ભીમજી ભગવાન, માવજી દેવશંકર, જટાશંકર કાશીરામ, કાળીદાસ ધનજી, વનમાળી કહાનજી, અંબાશંકર મોરારજી, ભવાનીશંકર શીવશંકર.

**ઉના.**—૨ રા. વલભદાસ આણંદલાલ, રા. છગનલાલ દુર્ગાદાસ, રા. મનમોહનદાસ રૂગનાથજી, રા. હિંમતલાલ ગણપતરામ, રા. છગનલાલ મોતીરામ. રા. ઓધવજી ડાહ્યાભાઈ, રા. હરીશંકર મોતીરામ, રા. વશરામ કલ્યાણજી, માવજી ગાંડા મ. તજશી ભોઘા, છગન મોરારજી, શેઠ નારણદાસ મુળચંદ, શેઠ ગોકળદાસ કુરજી, શેઠ ગાંડા હરખચંદ, દોશી ગુલાબચંદ ધારશી,

મા. ધારશી વણારશી, મ. જેચંદ માણેકચંદ, શેઠ હરીલાલ જી-વરાજ, મ. ભવાન જેઠા, રા. હીરાચંદ ધરમદાસ, દે. ગીરજાશંકર પ્રાણશંકર, મ. સુંદરજી ગીરધર, તા. કરસનજી મુળજી, રા. નથુલાલ અમુલખ.

**માણાવદર.**—રા. જન્મશંકર રમાશંકર, રા. સાકરલાલ છોટમલાલ, ૧૫ રા. ગાંગજી રામજી, કરીમ સરીફ, રા. કાળીદાસ ઝીણા, રા. મયાશંકર રેવાશંકર, ૪ રા. પરભુરામ મેઘજી, ૨ રા. રામજી ઝીણા, ૨ રા. કેશવલાલ ભવાનીશંકર, રા. સવરામ લાલજી, રા. રઘુનાથ ત્રીભોવનદાસ, રા. જેસુખલાલ અમરજી, રા. ઇશ્વરલાલ ત્રંબકલાલ, રા. રેવાશંકર મોરારજી, રા. વજેશંકર રેવાશંકર, ૨ રા. ધનજી બેચર પટેલ, ૨ રા. ઉત્તમચંદ માવજી, રા. વાલજી મંગળજી ઠા. રતનશી કરમશી, શેઠ ગની એબ, પટેલ કાળાદેવસાજ, ર્‌વ. પોપટ જીવરાજ, ગામેતી પુંજા જમાલ. ઠા. હમીબહાજી.

**લુણી.**—૧૦ રા. રાયચંદ ગોપાળજી શેઠ. ૨ રા. લક્ષ્મિચંદ શામજી, રા. કકલ નરોત્તમ, ૨ મિ. ઝવેરચંદ રાયચંદ શેઠ, ઠા. બોઘા પીતાંબર, રા. મકનજી આનંદજી. રામજી નથુ, બ્યાસ ભવાન મેઘજી, કહાનજી હીરજી વોબી.

**એસવાણુ.**—રા. પુરશોત્તમ બહેચર, કાબા ગવરીશંકર, ઠા. ઓધવજી જાદવજી, ઝીણારામ સેવાદાસ, પુંજા વશરામ,

**ભોઇકા.**—થા. સા. આ. મણિલાલ કેશવલાલ માર્ફત ઉમેદસંગજી શાંગાભાઈ. ગનુભા લાખાભાઈ, રૂપસંગજી વેરાભાઈ, ખેતાભાઈ મદારસંગ, હાલુભાઈ અભેસંગજી, બેચરસંગજી નથુભાઈ, લલુ કીલાભાઈ, મહાશંકર બોઘા, વિશ્વનાથ કલ્યાણજી,

જગસંગજી નારસંગજી, કશળસંગજી આતાભાઈ.

**વડીઆ.**—૬ આજમ માણેકલાલ લાધાભાઈ મહેતા, રા. કશળચંદ દેવકરણ, રા. ભગવાનજી કેશવજી, રા. ઠાકરશી પુરૂપોત્તમ, રા. પ્રાણજીવન અંદરજી મેઘાણી, રા. હરગોવિંદ દયારામ, બ. જેશસુરવીરા, રપા. કેવશજી વેલજી, નારણ જીવા, નરશી હેમરાજ, રા. બાપાભાઈ પુંજા, રાયચંદ ભવાન, રા. ત્રીભોવન વેલજી, પ્રાગજી ધનજી, ૨ રા. ઝવેર જીવા, રા. તારાચંદ કરસનજી, ઠા. દેવશી માધવજી, ડોસા ભીમા, રા. મગનલાલ અમરતલાલ.

**ભડલી.**—રા. કેશવલાલ બાપુજી માર્ફત. રા. પોપટ ગોવિંદજી, ૨ મે. ખાચર રૂખડ, ખાચર ઓઘડ પુંજા, ખા. ભોજા ભાયા, રતનશી હીરાચંદ, ટોકર જીવણ, સુંદરજી ટોકર, રામપરા પો. પ. નાથુલાખાં મીરખાં, અલીબેગા, ગોપાળજી જીવા, ખા. રામા દેવાઈત, કૃષ્ણારામ કામનાથ.

**જેતપુર.**—આ. બાપુરાવ કૃષ્ણરાવ રા. મણિશંકર જેતશી, રા. મોતીચંદ વજપાળ, રા. દેવશંકર હરજીવન, રા. કાળીદાસ હંસરાજ, કેશવજી શામજી, પીતાંબર જાદવજી, શા. તળશી હરખચંદ, દે. વનમાળી આનંદજી, સરીફ સુમાર, મોનજી ભવાન, રા. પ્રાગજી પેલાભાઈ, રા. દામજી લવજી, રા. મુળચંદ વશરામ, રા. બાળકૃષ્ણરાવ ગોપાળરાવ શા. ફુલચંદ મોતીચંદ, રા, કૃપાશંકર નાનાલાલ, રા. જેઠા કશળચંદ, રા. ભાણજી સંઘજી.

**દસાડા.**—પ.આ. લક્ષ્મિશંકર લાધાભાઈ મહેતા, શા. માણેકચંદ ફુલચંદ, રા. નાનચંદ માલજી, રા. દેવચંદ સુરચંદ, શા. કેવળ દેવચંદ, સૈ. જાફરભાઈ અલીભાઈ, ડોશી વેણીદાસ, રા.

ડોસાભાઈ તુળશી, મથુરાંલાલ નરસીરામ, ૨ શોભારામ કેશવજી.

**ચીતળ.**– આ. છગનલાલ અનુપરામ, રા. કૃષ્ણધર શીવધર, રા. પ્રાણશંકર શીવશંકર, રા. અજરામર નાનજી, રા. મગનલાલ મુળજી, રા. છગનલાલ મોતીલાલ, રા. કાળીદાસ મેઘજી, રા. ઈશ્વરજી વિશ્વનાથ, નાનજી ઝીણા, મોતીચંદ ડુંગરસી, નરભેરામ ગોવિંદજી.

**માણેકવાડાકેમ્પ.**—આ. મે. નથુભાઈ નાનાભાઈ, રા. હિંમતલાલ રેવાશંકર, રા. અમરતલાલ હરિશંકર, રા. નાનાલાલ શીવશંકર, રા. કરસનજી લીલાધર, રા. હરચંદ અંદરજી, રા. વકીલ નાનાલાલ, રા. લાલશંકર પ્રભુદાસ, રા. દયાશંકર દેવશંકર, રા. નથુહીરજી, રા. દયાશંકર સવજી, રા. જીવણલાલ અમરતલાલ, વલભદાસ ગોવરધનદાસ, રા. બલુભાઈ સુંદરલાલ, ૨ રા. મોહનલાલ તુળશી, ઓસ્માન કરીમ.

**દેવગામ.**—૫ સાહેબ જાદા શ્રી સુલતાન મહમદ ખાનજી શેરખાનજી ખુ. નવા. સા. ના ભાયાત, ૫ ખાનશ્રી કમાલુદીન ખાનજી ફતીઆખખાનજી, ૩ સાહેબજાદા શ્રી શેરખાનજી તુરેબાજ ખાનજી, ૩ વાળા દેવા એભલ ૩ રા. કમળશી ઉકાભાઈ મહેતાજી, રા. પ્રભુલાલ જીવણલાલ, રા. હંસરાજ મોનજી, રા. દીવેશ્વર મોનજી, રા. તુળજાશંકર દુર્ગાશંકર, સોની સુરારામજી, રા. પ્રાણજીવન જાદવજી, રા. ગીરજાશંકર તુળજારામ.

**મુંઝીઆસર.**—રા૦ મહાશંકર ઓધવજી, જેઠાલાલ ઓધવજી, ગોવિંદ મીઠા, નથુ કાનજી, રાઘવ ગોવિંદજી, રા૦ મનસુખરામ મણિભાઇ, અહમદ ઉકા, ગલા વજેરામ, રામજી લાલજી, મહીધર વશરામ.

**વાંકાનેર.**—૩ રા૦ કલ્યાણજીચ તુરખુજ, સંઘવી જીવણ મકન, ઠા૦ ભાણજી હરિ, શેઠ લક્ષ્મિચંદ ચતુર, ભાઇશંકર પ્રાગજી, રા૦ પ્રભાશંકર વલ્લભજી, રા૦ નરભેશંકર જટાશંકર, રા૦ જટાશંકર પીતાંબરદાસ, મિ. માણેકચંદ દેવચંદ.

**વઢવાણ શેહેર.**—૫ રા૦ દેવશંકર રામચંદ્ર, રા૦ રામચંદ પુંજાભાઇ, રા૦ સુંદરજી ધનજી, રા૦ રાઘચંદ ડોસાભાઇ, રા૦ ભગવાનજી દયારામ, રા૦ ઓઘડ ખેતશી, રા૦ હરજીવન લેરા, રા૦ જુદર ગોવિંદજી, રા૦ ડુંગર કલાભાઇ, રા૦ તળશી રઘુભાઇ, રા૦ ફુલજી હરીકૃષ્ણ; રા૦ ભાઇશંકર મહાશંકર, રા૦ પુરૂષોતમ શંકરજી, રા૦ ગોવિંદજી લક્ષ્મિરામ, રા૦ લક્ષ્મિચંદ ચતુરદાસ, રા૦ ઉમયાશંકર જગન્નાથ, રા૦ અંબાશંકર હરિશંકર, મોહનલાલ મકનજી, રતીલાલ રંગીલદાસ, વજેશંકર ભાઇશંકર, શા૦ પાનાચંદ સંઘજી, ગુલાબચંદ હીરજી, સુખલાલ પીતાંબર, શીવલાલ નારણજી, મગનલાલ હરખચંદ, કસ્તુર ધનજી, કસ્તુર ગોકળદાસ.

**વડેરા.**—રા૦ જ્યાનંદ રનેશ્વર, ખોજા ગ્રીણા ગોવા, ખોજા કાળા ડોસા.

**કુંથારીઆ.**—રા૦ નથુ નાનજી, દવે મહાશંકર ઓઘજી, રા૦ છગનલાલ જીવણ, ઓઘડ બહેચર, રાણા સરદારસંગ રવાભાઇ.

**ચુડા જે.**—રા૦ વેલજી કાળીદાસ, લાલજી સુંદરજી, ખત્રી હંસરાજ લાધા.

**પાટણ.**—રા૦ રવીશંકર સવજી, હરિભાઇ વાસુદેવ, ત્રવિ મહાદેવ દયાળ.

**લુંશીઆ.**—વાળા રાણીંગ અમરા, વાળા જગા તથા ગીગા

અમરા, રા૦ હરિશંકર લક્ષ્મિરામ, રા૦ હીરજી નરોતમ, દો૦ માણેકચંદ મોતીચંદ, વિ૦ માધવજી જેરામ, વિ૦ નરભેરામ દેવ કૃષ્ણ, રા૦ ગોપાળજી લાધા.

**મોવૈયા.**—૨ રા૦ ભાઇશંકર કાળીદાસ દવે, વલભદાસ લાલજી, માનશંગ પીતાંબર, કાળીદાસ દેવકરણ, ગોર જેઠા માવજી.

**ઉપલેટા.**—રા૦ કુંવરજી પોપટ, રા૦ જુઠા કહાનજી, શામજી મુળચંદ, રા૦ ત્રીભોવન શંકર, રા૦ ત્રીભોવનદાસ વીરજી, રા૦ મોતીલાલ માહેશ્વર, રા૦ ઇશ્વરલાલ આણંદજી, રાજારામ કરૂણાશંકર ભટ, જેશંકર ધનેશ્વર પંડ્યા.

**આણંદ.**—રા૦ હીરજી મોનજી, જાડેજા નારશંગજી પથુભા, રા૦ મંગળજી પ્રાગજી, માનજી, રા૦ કાળીદાસ મુળચંદ.

**કુતીઆણા.**—પ્રાગજી કાળીદાસ, રાઘવજી વીરજી, પોપટ મેલા, પુરૂષોત્તમ સુંદરજી, અલીખોખર, કાયમખોખર, પુરૂષોત્તમ ગોવરધન, કાળીદાસ વીરદાસ, બાવા ઇભરામ.

**વસાવડ.**—રા૦ ત્રીભોવન બહેચર, મલેમાન ઉમર, રા૦ માનશંકર પ્રાણશંકર. રા૦ અમરજી ગોવિંદજી, કાનજી જીવા, ઓધવજી લાલજી.

**વાઘણીઆ.**—૨ રા૦ ભગવાનજી ભાયા, ૨ રા૦ જીવરાજ મેલા, ૨ તળાટી લાલજી ગોવિંદજી, ૨ રા૦ પટેલ પાંચા ભાયા, ૨ ગીરજાશંકર મયારામ, ૨ સ્કો૦ બાળકૃષ્ણદાસ ભગવાનદાસ, જસરાજ કરસનજી, રામજી મોનજી.

**શાહપુર**—વાળા ઉનડ તથા સાદુળ અમરા, રા૦ લાલજી નારણજી.

**હડાળા.**—રા૦ પનજી હરિભાઇ, ગીરજાશંકર હીરજી, ગંગારામ પ્રાગજી.

**ઢસા.**—૨ રા૦ મોતીચંદ સંઘજી, આ૦ અંબાવીદાસ જીવાભાઇ, રા૦ માણેકલાલ ગણપતરામ.

**દેશીપીંપળીઆ.**—૧૦ બેચરલાલ ગવરીશંકર. ૨ રા૦ પોપટ હંસરાજ.

**લીંબડી.**—૪ રા૦ પુરૂષોત્તમ કહાનજી, મગનલાલ છગનલાલ રા૦ મોહનલાલ પ્રાણજીવન, રા૦ ગંગારામ હરજીવન, રા૦ ખીમજી આણંદજી, પ્રભુ જીવા, ઉજમશી વીરજી.

**જાફરાબાદ.**—૩ રા૦ ઉમયાશંકર મૂળજી, આર્યવત્સલસભા, રા૦ અંબાશંકર વીરજી, રા૦ ગોપાળરાવ વિઠ્ઠલ, ત્રીકમરાય ભવાનીદાસ, રા૦ માનશંકર દયાશંકર, રા૦ પ્રભારામ કેશવજી નાગેશ્રી મે૦ જીવન પરમાનંદ, રા૦ હરિવલવ મનસુખરામ.

**બીલખા.**—૧૦ રા૦ શિવરામ દયારામ.

**જુનાગઢ.**—રા૦ નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બાઇ૦ ૨ સં૦ શેશકરણ કચરા, રા૦ પ્રાણશંકર પીતાંબર, ડા૦ હેમરાજ શામજી, શં. નીહાલચંદ નારણજી, ડા૦ માણેકચંદ જગજીવન, દોશી જમનાદાસ મૂળચંદ, ડા૦ ગોવિંદજી બહેચર, ડા૦ દામોદર મીડા, પા૦ ગંગાદાસ ભવાન.

**ગેડબગસરા.**—૨ રા. પુરૂષોત્તમ ઝીણા, શકુર મુસા, શકુર તૈબ, મામદ કાશમ, શકુર કાશુ અલાણા.

**ડુંગર.**—રા૦ મકનજી હરિશંકર, અધ્યારૂ રામજી ત્રીભોવન.

**ગાંગડા.**—૨ રા૦ જીવરામ આત્મારામ, ૨ રા૦ જેઠાલાલ નથુભાઇ, વીઠલ દામજી, ભીમજી ભૂલા, કેશવજી લાલજી, રા૦ આશારામ નથુરામ મે૦ સનખડા, મહાશંકર વશરામ, નારણજી દેવજી.

**ધ્રાંગધ્રા.**—૯ રા૦ મૂળશંકર જગન્નાથ, રા૦ હરિવલ્લભ કાશીરામ, મેતા ભીમજી વીઠલ, રા૦ નાનજી વેલજી, રા૦ કરસનજી શંભુરામ.

**વઢવાણ કાંપ.**—૧૦ ત્રવાડી રામચંદ્ર મહાદેવ.

**ભાડેર.**—૪ રા૦ કાળીદાસ વેલજી, ગોપાળજી દેવજી.

**સિહાણી.**—૫ રા૦ મોતીલાલ ગગાભાઇ જોશી, ઠા૦ ભગવાનજી કરસનજી, મેરાઇ રામજી કેશવજી. શા૦ અમૃતલાલ ગોવિંદજી, શેઠ ઓધવ ખેતશી, રા૦ વિદ્યારામ જીવરામ, ચુનીલાલ મયારામ, ભાઇશંકર રામકૃષ્ણ, જગજીવ પ્રભુરામ સોની પરભુ ધરમશી.

**રા૦ આત્મારામ નથુરામ માર્ફત.**—૧૦ રા૦ રૂપશી કાળા દહીડા કામદાર, ૫ રા૦ આત્મારામ નથુરામ ત્રિવેદી, ૨ રા૦ મૂળજી હંસરાજ લાખાપાદર, શા૦ ઝવેરચંદ શંભુજી ઢસા, રા૦ ફુલચંદ ઝીણા કાથરોટા, રા૦ કેશવજી ભાઇશંકર લાખાપાદર, રા૦ મૂળશંકર નરોતમ ઘોઘા, શા૦ પાનાચંદ વાલજી હાલરીઆ, જેબલીઆ રાવત વાઘા હાલરીઆવાળા હાથીઆ ઓધડ હાલરીઆ, સીંધી જીવા સુમાર હાલરીઆ, રા૦ વસનજી ભાઇચંદ, મોણવેલ.

**ગરાળ.**—૨ રા૦ મોતીરામ ઇશ્વર જાની, **ચોરવાડ** ૨ રા૦ડોસા રાણા, **કુંડલા** ૨ રા૦ માવજી મોરારજી, **ધાફકા.** ..ભાશંકર ભવાનીશંકર, **દેરેડ** રંગરાય વૃજરાય. **કુંકાવાવ** રા. ..ણપતરામ પુરૂષોત્તમ. **ખરવાળા.** રા. ભાઇશંકર અનુંપરામ.

**અમરાપુર.**—રા. ભવાનીશંકર આત્મારામ.

**બગસરા.**—કા. કલ્યાણજી લાલજી, પો૦ પટેલ ગીલા મુંજા,

અંદરજી શવજી, વાઘજી કલ્યાણજી, દેવજી ત્રીકમજી. કા. કપુરચંદ મૂળજી, હેમતરામ પ્રેમજી, હીરાચંદ વાલજી, નરશી વીરજી, દોશી હરજીવન નરશી, દામજી લક્ષ્મીચંદ, ભગવાનજી ભેહેચર, જાદવજી દામજી, રા૦ નરસી ગોપાળજી.